ભગવાન શ્રી કુંદકુંદ-કહાન
જૈન શાસ્ત્રમાળા
પુષ્પ ચોથું



# છ ઢાળા



શ્રી જૈન સ્વાધ્યાય મંદિર ટ્રસ્ટ
સુવર્ણપુરી-સોનગઢ-કાઠિયાવાડ

કવિવર અધ્યાત્મ પ્રેમી પંડિત

દૌલતરામજી કૃત

# છ ઢાળા

[ગુજરાતી ભાષાનુવાદ]



: અનુવાદક :

શ્રી. ચુનીલાલ હઠીસીંગ શેઠ

( B. E. )

: પ્રકાશક
શ્રી જૈન સ્વાધ્યાય મંદિર ટ્રસ્ટ
સુવર્ણપુરી-સોનગઢ-કાઠિયાવાડ



આવૃત્તિ
પહેલી

કિંમત
ચૌદ આના

દ્વિતિય ચૈત્ર
૨૦૦૧



મુદ્રક :
જમનાદાસ માણેકચંદ રવાણી
શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય
દાસ કુંજ, મોટા આંકડિયા, (કાઠિયાવાડ)

# પ્રસ્તાવના ★ ★ ★ ★

૧. કવિવર પંડિત દૌલતરામજી કૃત 'છહ-ઢાલા' જૈન સમાજમાં સારી રીતે પ્રચલિત છે. ઘણા ભાઈ-બેનો તેનો નિત્ય-પાઠ કરે છે; જૈન પાઠશાળાઓનું તે એક પાઠ્ય પુસ્તક છે. સાં ૧૮૯૧ ના વૈશાખ સુદ-૩ (અક્ષય ત્રીજ) ના રોજ ગ્રંથકારે તે રચ્યું હતું. આ ગ્રંથમાં ધર્મનું સ્વરૂપ ટુંકામાં સારી રીતે બતાવવામાં આવ્યું છે, અને તે બાળકથી માંડી વૃદ્ધ સુધી સર્વે જીવો તરત સમજી શકે તેવી સરળ ભાષામાં આપવામાં આવ્યું છે.

૨. આ ગ્રંથમાં છ-ઢાળા [છ પ્રકરણો] છે; તેમાં આવતા વિષયો ટુંકમાં હવે પછી આપવામાં આવે છે.

## જીવની અનાદિની સાત ભુલો

૩. આ ગ્રંથની બીજી ઢાળમાં જીવની અનાદિની ચાલી આવતી સાત ભૂલોનું સ્વરૂપ આપવામાં આવ્યું છે, તે ટુંકામાં નીચે મુજબ છેઃ—

(૧) 'શરીર તે હું છું' એમ જીવ અનાદિથી માની રહ્યો છે, તેથી હું તેને હલાવી-ચલાવી શકું, શરીરનાં કાર્યો હું કરી શકું, શરીર સારૂં હોય તો મને લાભ થાય-એ વગેરે પ્રકારે તે શરી-

રને પોતાનુ માને છે, આ મહા ભ્રમ છે આ જીવ તત્ત્વની ભૂલ છે એટલે કે જીવને તે અજીવ માને છે

(૨) શરીરની ઉત્પત્તિથી જીવનો જન્મ અને શરીરના વિયોગથી જીવનુ મરણ તે માને છે, તેમા અજીવને જીવ માને છે, આ અજીવતત્ત્વની ભૂલ છે

(૩) મિથ્યાત્વ, રાગાદિ પ્રગટ દુખ દેનારા છે, છતા તેનુ સેવન કરવામા સુખ માને છે, આ આસ્રવ તત્ત્વની ભૂલ છે

(૪) શુભને લાભદાયક અને અશુભને નુકશાન કારક તે માને છે પણ તત્ત્વદષ્ટિએ તે બંને નુકશાનકારક છે એમ તે માનતો નથી–આ બંધ તત્ત્વની ભૂલ છે

(૫) સમ્યગ્જ્ઞાન તથા તે પૂર્વકનો વૈરાગ્ય જીવને સુખરૂપ છે, છતા તે પોતાને કષ્ટ આપનાર અને ન સમજાય એવા છે–એમ જીવ માને છે–તે સવર તત્ત્વની ભૂલ છે

(૬) શુભાશુભ ઇચ્છાઓને નહિ રોકતા, ઇંદ્રિયોના વિષયો પ્રત્યે ઇચ્છા કર્યા કરે છે, તે નિર્જરા તત્ત્વની ભૂલ છે

(૭) સમ્યગ્દર્શનપૂર્વક જ પૂર્ણ [illegible] તા પ્રગટ થાય છે, અને તે [illegible] સુખ [illegible] ની

માનતાં, બાહ્ય વસ્તુઓની સગવડોથી સુખ મળી શકે એમ જીવ માને છે તે મોક્ષતત્ત્વની ભૂલ છે.

## ઉપરની ભુલોનું ફળ

૪. આ ગ્રંથની પહેલી ઢાળમા આ ભુલોનુ ફળ બતાવ્યું છે આ ભુલોનુ ફળ જીવને સમયે સમયે અનંત દુખનો ભોગવટો છે, એટલે કે ચારે ગતિઓમા-મનુષ્ય, દેવ, તીર્યંચ કે નારકી તરીકે જન્મી-મરી દુખ ભોગવે છે. લોકો દેવગતિના સુખ માને છે પણ તે ભ્રમણા છે-ખોટુ છે. ગાથા ૧૫-૧૬ મા તે સ્પષ્ટ બતાવવામા આવ્યુ છે.

૫. આ ગતિઓમા મુખ્ય ગતિ નિગોદ-એકેન્દ્રિયની છે સસારદશામા વધારેમા વધારે કાળ જીવ તેમા કાઢે છે. તે અવસ્થા ટાળી બેઇન્દ્રિયથી પચેન્દ્રિય ભાગ્યે જ થાય છે, અને તેમા પણ મનુષ્યપણુ પ્રાપ્ત કરવુ તો અતિ અતિ દીર્ઘકાળે બને છે, એટલે કે જીવ મનુષ્યભવ 'લગભગ નહિવત્' પામે છે.

## ધર્મ પામવાનો સમય

૬. જીવને ધર્મ પામવાનો મુખ્ય સમય મનુષ્યપણુ છે, તેથી ત્યારે જો જીવ ધર્મ સમજવાની શરુઆત કરે તો તે કાયમને માટે દુખ ટાળી

શકે પરંતુ મનુષ્યક્ષત્રમાં પણ કાં તો ધર્મનો યથાર્થ વિચાર કરતો નથી, અગર તો ધર્મને નામે ચાલતી અનેક મિથ્યા માન્યતાઓમાંથી કોઈને કોઈ ખોટી માન્યતાને ગ્રહણ કરે છે અને કુદેવ, કુગુરુ તથા કુશાસ્ત્રમાં તે ફસાઈ જાય છે, અથવા તો 'બધા ધર્મો એક છે' એમ ઉપલકદૃષ્ટિએ માની લઈને બધાનો સમન્વય કરવા લાગે છે અને પોતાની એ ભ્રમણાવાળી બુદ્ધિને વિશાળ બુદ્ધિ માનીને અભિમાન સેવે છે, કદી તે જીવ સુદેવ-સુગુરુ અને સુશાસ્ત્રનું બાહ્ય સ્વરૂપ સમજે તોપણ પોતાનું ખરૂં સ્વરૂપ સમજવા જીવ યથાર્થ પ્રયાસ કરતો નથી તેથી તે ફરી ફરીને સંસારચક્રમાં રખડી પોતાનો મોટામાં મોટો કાળ નિગોદ-એકેન્દ્રિય પણામાં કાઢે છે

## મિથ્યાત્વનું મહાપાપ

૭ ઉપર કહ્યું તે બધાનું મૂળકારણ પોતાના સ્વરૂપની જીવને ભ્રમણા છે, પરંતુ હું કરી શકું, પર મારૂં કરી શકે, પરથી મને લાભ થાય, પરથી મને નુકશાન થાય—એવી મિથ્યા માન્યતાનું નિત્ય અપરિમિત મહાપાપ દરેક ક્ષણે જીવ સેવ્યા કરે છે, તે મહાપાપને શાસ્ત્રીય પરિભાષામાં મિથ્યાદર્શન કહેવામાં આવે છે તેના ફળ તરીકે ક્રોધ, માન,

માયા, લોભ જે પરિમિત પાપ છે તેને તીવ્ર કે મંદપણે સેવે છે. જીવો ક્રોધાદિકને પાપ ગણે છે, પણ તેનું મૂળિયું મિથ્યાદર્શનરૂપ મહાપાપ છે તેને તેઓ ઓળખતા નથી, તો પછી તેને ટાળે તો ક્યાંથી?

## વસ્તુ સ્વરૂપ

૮. વસ્તુ સ્વરૂપ કહો કે જૈનધર્મ કહો, તે બંને એક જ છે. તેનો વિધિ એવો છે કે-પહેલા મોટું પાપ છોડાવી પછી નાનું પાપ છોડાવે છે માટે મહાપાપ શું અને નાનું પાપ શું તે પ્રથમ સમજવાની ખાસ જરૂર છે.

૧-જુગાર, ૨-માંસભક્ષણ, ૩-મદીરાપાન, ૪-વેશ્યાગમન, ૫-શિકાર, ૬-પરનારીનો સંગ અને ૭-ચોરી એ સાત જગતમાં મોટા વ્યસનો ગણાય છે, પણ એ સાતે વ્યસનો કરતા મિથ્યાત્વ તે મહા-પાપ છે, તેથી તેને પ્રથમ છોડાવવાનો જૈનધર્મનો ઉપદેશ છે; છતા ઉપદેશકો, પ્રચારકો અને અગ્રેસરોનો મોટો ભાગ મિથ્યાત્વના યથાર્થ સ્વરૂપથી અજાણ છે, આ સ્થિતિમા મહાપાપરૂપ મિથ્યાત્વ ટાળવાનો ઉપદેશ તેઓ ક્યાંથી આપી શકે? તેઓ 'પુણ્ય'ને ધર્મમા સહાયક માની તેના ઉપદેશની મુખ્યતા કરે છે, એ પ્રમાણે ધર્મને નામે મહા મિથ્યાત્વરૂપી પાપને અવ્યક્તરીતે પોષે છે. આ

ભૂલ જીવ ટાળી શકે તે માટે સમ્યગ્દર્શન–મિથ્યા દર્શન તથા સમ્યગ્જ્ઞાન અને મિથ્યાજ્ઞાનનું સ્વરૂપ આ ગ્રંથની ત્રીજી અને ચોથી ઢાળમાં આપેલ છે. આનો અર્થ એવો નથી કે શુભને બદલે અશુભ ભાવ જીવે કરવા, પણ શુભ ભાવને ધર્મ કે ધર્મમાં સહાય માનવો નહીં નીચલી અવસ્થામાં શુભભાવ થયા વિના રહે નહિ, પણ તેને ધર્મ માનવો તે મિથ્યાત્વરૂપ મહાપાપ છે

## સમ્યગ્દૃષ્ટિની ભાવના

૯ પાંચમી ઢાળમાં બારભાવનાનું સ્વરૂપ આપ્યું છે સમ્યગ્દૃષ્ટિ જીવને જ આ ખરી ભાવના હોય છે

૧૦ સમ્યગ્દર્શનથી જ ધર્મની શરૂઆત થાય છે તેથી સમ્યગ્દૃષ્ટિ જીવ પોતાના સ્વરૂપમાં જ્યારે સ્થિર રહી શકતા નથી ત્યારે આ બાર પ્રકારની ભાવનાઓ ભાવે છે, તેમાં જે શુભભાવ થાય છે તેને તે ધર્મ માનતા નથી પણ બંધનું કારણ માને છે જેટલો રાગ ટળે છે તથા સમ્યગ્દર્શનજ્ઞાનની જે દૃઢતા થાય છે તેને સંવર નિર્જરા થાય ધર્મ અથવા ધર્મ આ ખરી ભા

## સમ્યક્ચારિત્ર તથા મહાવ્રત

૧૧ સમ્યગ્દૃષ્ટિ જીવ પોતાના સ્વરૂપમા સ્થિર રહે તેને સમ્યક્ચારિત્ર કહેવામા આવે છે, અને તેમા સ્થિર રહી શકે નહિ ત્યારે તે શુભભાવરૂપ અણુવ્રત કે મહાવ્રત પાળે છે, પણ તેમા થતા શુભભાવને તે ધર્મ માનતા નથી તે વગેરેનુ સ્વરૂપ છઠ્ઠી ઢાળમા કહ્યુ છે

## દ્રવ્યાર્થિકનયે નિશ્ચયનું સ્વરૂપ અને તેના આશ્રયે થતી શુદ્ધ પર્યાય

૧૨ આત્માનો સ્વભાવ ત્રિકાળી શુદ્ધ અખડ ચૈતન્યમય છે એ સમ્યગ્દર્શનનો તથા નિશ્ચય-નયનો વિષય હોવાથી દ્રવ્યાર્થિકનયે આ ત્રિકાળી શુદ્ધ અખડ ચૈતન્યસ્વરૂપ આત્માને 'નિશ્ચય' કહેવામા આવે છે, આત્માનો તે ત્રિકાળી સામાન્ય સ્વભાવ દ્રવ્યાર્થિકનયે આત્માનુ સ્વરૂપ છે, તે ત્રિકાળી શુદ્ધતા તરફના વલણથી જીવની જે શુદ્ધ પર્યાય પ્રગટે છે તે શુદ્ધ પર્યાયને 'વ્યવહાર' કહેવામા આવે છે, તે સદ્‌ભુત વ્યવહાર છે અને અવસ્થામા જે વિકાર કે રાગનો અંશ રહે છે તે પર્યાય જીવનો અસદ્‌ભુત વ્યવહાર છે, તે અસદ્‌ભુત વ્યવહાર જીવનુ પરમાર્થ સ્વરૂપ નહિ

હોવાથી ટળી શકે છે, અને તેથી નિશ્ચયનયે તે જીવનુ સ્વરૂપ નથી એમ સમજવુ.

## પર્યાયાર્થિકનયે નિશ્ચય અને વ્યવહારનું સ્વરૂપ

—અથવા—

## નિશ્ચય અને વ્યવહાર પર્યાયનું સ્વરૂપ

૧૩ ઉપર કહેલ સ્વરૂપ નહિ જાણનાર જીવો શુભ કરતા કરતા ધર્મ (શુદ્ધતા) થાય એમ માને છે અને તેઓ શુભને વ્યવહાર માને છે તથા તે કરતા કરતા ભવિષ્યમા નિશ્ચય (શુદ્ધભાવ-ધર્મ) થશે એમ તેઓ માને છે-આ એક મહાન ભૂલ છે, તેથી તેનુ સાચુ સ્વરૂપ અહીં ટુંકમા આપવામા આવે છે.

સમ્યગ્દૃષ્ટિ જીવને નિશ્ચય (શુદ્ધ) અને વ્યવહાર (શુભ) એવી મિશ્ર પર્યાય નીચલી અવસ્થામા એકી વખતે હોય છે કોઇ વખતે નિશ્ચય (શુદ્ધભાવ) મુખ્યપણે હોય છે અને કોઈ વખતે વ્યવહાર (શુભ ભાવ) મુખ્યપણે હોય છે આનો અર્થ એવો છે કે સમ્યગ્દૃષ્ટિ જીવ પોતાના સ્વરૂપમા સ્થિર રહે તેનુ નામ નિશ્ચય પર્યાય (શુદ્ધતા) છે, અને તેમા સ્થિર રહી શકે નહિ ત્યારે સ્વલક્ષે અશુભભાવ ટાળી શુભમા રહે અને તે શુભને ધર્મ માને નહીં, તેને વ્યવહારપર્યાય [શુભપર્યાય] કહેવામા આવે છે; કેમકે તે જીવને શુભ પર્યાય થોડા વખતમા ટળી શુદ્ધ

પર્યાય પ્રગટે છે; આ અપેક્ષા લક્ષમાં રાખી વ્યવહાર સાધક અને નિશ્ચય સાધ્ય-એમ પર્યાયાર્થિકનયે કહેવામાં આવે છે; તેનો અર્થ એવો છે કે સમ્યગ્દૃષ્ટિની શુભ પર્યાય ટળી ક્રમે ક્રમે શુદ્ધપર્યાય થતી જાય છે; આ બંને પર્યાયો હોવાથી તે પર્યાયાર્થિકનય નો વિષય છે. આ ગ્રંથમાં કેટલાક ઠેકાણે નિશ્ચય અને વ્યવહાર એવા શબ્દો વાપરવામાં આવ્યા છે, ત્યાં તેનો આ અર્થ સમજવો. વ્યવહાર [શુભભાવ] નો વ્યય તે સાધક અને નિશ્ચય [શુદ્ધભાવ] નો ઉત્પાદ તે સાધ્ય એવો તેનો અર્થ થાય છે; તેને ટૂંકામાં 'વ્યવહાર સાધક-નિશ્ચય સાધ્ય' એમ પર્યાયાર્થિકનયે કહેવામાં આવે છે.

## બીજા વિષયો

૧૪. આ પુસ્તકમાં બહિરાત્મા, અંતરાત્મા, પરમાત્મા વગેરે વિષયોનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. બહિરાત્મા તે મિથ્યાદૃષ્ટિનું બીજું નામ છે, કેમકે બહારના સંયોગ-વિયોગ, શરીર, રાગ, દેવ ગુરુ-શાસ્ત્ર આદિથી ખરેખર (પરમાર્થે) પોતાને લાભ થાય એમ તે માને છે; અંતરાત્મા તે સમ્યગ્દૃષ્ટિનું બીજું નામ છે; કેમકે પોતાના અંતરથી જ એટલે કે મારા ત્રિકાળી શુદ્ધ ચૈતન્યસ્વરૂપના લક્ષે જ મને લાભ થઇ શકે એમ તે માને છે. પરમાત્મા તે

આત્માની સંપૂર્ણ શુદ્ધ અવસ્થા છે. આ સિવાય બીજા અનેક વિષયો આ ગ્રંથમાં લેવામાં આવ્યા છે, તે બધા કાળજીપૂર્વક સમજવાની જરૂર છે.

## પાઠકોને વિનંતિ

૧૫ પાઠકોએ આ પુસ્તકનો સૂક્ષ્મદષ્ટિથી અભ્યાસ કરવો, કેમકે સત્શાસ્ત્રનો ધર્મબુદ્ધિ વડે અભ્યાસ તે સમ્યગ્દર્શનનું કારણ છે, આ ઉપરાંત શાસ્ત્રાભ્યાસમાં નીચેની બાબતો ખાસ લક્ષમાં રાખવી:–

(૧) સમ્યગ્દર્શનથી જ ધર્મની શરુઆત થાય છે.

(૨) સમ્યગ્દર્શન પામ્યા સિવાય કોઇપણ જીવને સાચાં વ્રત, સામાયિક, પ્રતિક્રમણ, તપ, પ્રત્યાખાન વગેરે હોય નહીં. કેમકે તે ક્રિયા, પ્રથમ પાંચમે ગુણસ્થાને શુભભાવરૂપે હોય છે.

(૩) શુભભાવ જ્ઞાની અને અજ્ઞાનીને બન્નેને થાય છે પણ અજ્ઞાની તેનાથી ધર્મ થશે એમ માને છે અને જ્ઞાની (તે હેય બુદ્ધિએ હોવાથી) તેનાથી કદી ધર્મ થાય નહી એમ માને છે.

(૪) આ ઉપરથી શુભભાવ કરવાની ના પાડવામાં આવે છે એમ સમજવું નહીં પણ તેને ધર્મ

માનવો નહીં કે તેથી ક્રમે ક્રમે ધર્મ થશે એમ માનવું નહીં. કેમકે અનંત વીતરાગોએ તેને બંધનું કારણ કહ્યું છે.

(૫) એક દ્રવ્ય બીજા દ્રવ્યનું કાંઈ કરી શકે નહીં, પરિણમાવી શકે નહીં, પ્રેરણા કરી શકે નહીં, અસર, મદદ કે ઉપકાર કરી શકે નહીં, લાભનુકશાન કરી શકે નહીં, મારી જીવાડી શકે નહીં, સુખ દુઃખ આપી શકે નહીં એવી દરેક દ્રવ્ય–ગુણ પર્યાયની સંપૂર્ણ સ્વતંત્રતા અનંત જ્ઞાનીઓએ પોકારી પોકારીને કહી છે.

(૬) જિનમતમાં તો એવી પરિપાટી છે કે પહેલાં સમ્યક્ત્વ હોય પછી વ્રત હોય; હવે સમ્યક્ત્વ તો સ્વ-પરનું શ્રદ્ધાન થતાં થાય છે. તથા તે શ્રદ્ધાન દ્રવ્યાનુયોગનો અભ્યાસ કરતાં થાય છે; માટે પહેલાં દ્રવ્યાનુયોગ અનુસાર શ્રદ્ધાન કરી સમ્યગ્દષ્ટિ થવું.

(૭) પહેલે ગુણસ્થાને જિજ્ઞાસુ જીવોને શાસ્ત્રનો અભ્યાસ, વાંચન-મનન, જ્ઞાની પુરુષનો ધર્મોપદેશ સાંભળવો, નિરંતર તેમના સમાગમમાં રહેવું, દેવ દર્શન, પૂજા, ભક્તિ, દાન વગેરે શુભ ભાવો હોય છે. પરંતુ પહેલે ગુણસ્થાને સાચાં વ્રત, તપ વગેરે હોતાં નથી.

૧૬ ઉપરની દૃષ્ટિએ જોનારને નીચેની બે શકા થવાનો સભવ છે –

(૧) આવા કથન સાભળવાથી કે વાચવાથી લોકોને ઘણુ નુકશાન થવા સભવ છે (૨) હાલ લોકો જે કાઈ વ્રત પચ્ચખાણુ, પ્રતિક્રમણાદિ ક્રિયા કરે છે તે છોડી દેશે

તેનો ખુલાસો નીચે પ્રમાણે છે –

સત્યથી કોઇપણ જીવને નુકશાન થાય એમ કહેવુ તે ભૂલભરેલુ છે અર્થાત અસત્ કથનથી લોકોને લાભ થાય એમ માનવા બરાબર થાય છે સત્ સાભળવાથી કે વાચવાથી જીવોને કદી નુકશાન થાય જ નહિ અને વ્રત-પચ્ચખાણુ કરનારાઓ જ્ઞાની છે કે અજ્ઞાની છે તે જાણવાની જરૂર છે જો તેઓ અજ્ઞાની હોય તો તેને સાચા વ્રતાદિ હોતા જ નથી તેથી તે છોડવાનો પ્રશ્ન જ નથી જો વ્રત કરનાર જ્ઞાની હશે તો છદ્મસ્થ દશામા તે વ્રત છોડી અશુભમા જશે તેમ માનવુ ન્યાય વિરુદ્ધ છે પરતુ એમ બને કે તે ક્રમેક્રમે શુભભાવને ટાળી શુદ્ધને વધારે પણુ તે તો લાભનુ કારણ છે, નુકશાનનુ કારણ નથી માટે સત્ય કથનથી કોઇને નુકશાન થાય નહિ

આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ ધર્મપ્રેમી ભાઇશ્રી ચુનીલાલ હઠીસંગ શેઠ (B L) એ કરી આપ્યો છે તે માટે તેમનો ઉપકાર માની વિરમું છુ.

શ્રી મહાવીર જન્મ કલ્યાણક મહોત્સવદિન
૨૦૦૧—સોનગઢ

રામજી માણેકચંદ દોશી
—પ્રમુખ—
શ્રી જૈન સ્વાધ્યાય મંદિર ટ્રસ્ટ



## છહઢાળા — અનુક્રમણિકા

## છહઢાળા—શુદ્ધિપત્રક

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૫ | પ્રાપ્ત છે. થાય | પ્રાપ્ત થાય છે. |
| ૬ | ૧૯ | (ભૂરા) | (ભૂર) |
| ૮ | ૧૩ | જ્યારે | — |
| ૨૫ | ૧૬ | મ હારચાળા | મ હારમાળા |
| ૨૮ | ૮ | ( ચેનનકૌ ) | ચેતનકૌ |
| ૩૭ | ૪ | મહ્તભાવ | મહંતભાવ |
| ૪૩ | ૫ | (દ દફ્દ, ઉલઝન) | (દગા, પ્રપંચ) |
| ૪૮ | ૧૫ | જ્ઞાનચરને | જ્ઞાનચરન |
| ૫૧ | ૪ | સયન્ક્જ્ઞાન | સમ્યગ્જ્ઞાન |
| ૫૧ | ૧૬ | જિને દ્રદેવે | (જિન) જિનેન્દ્રદેવે |
| ૫૨ | ૨ | ( તિનકી ) | (તિનકૌ) |
| ૫૨ | ૮ | તત્વો જેમ કહ્યાં છે | તત્વો કહ્યા છે, |
| ૭૦ | ૨૦ | (મદ) | ( મદ ન ) |
| ૭૧ | ૫ | ઓળખે છે | ઓળખે છે, |
| ૭૪ | ૧૩–૧૪ | (રહે છે) | રહે છે, તથા |
| ૮૧ | ૧ | થયા પહેલા | થયા પછી |
| ૮૫ | ૯ | દ્રવ્યમા | દ્રવ્યમા |
| ૯૧ | ૧૭ | નોડપિ | નોડપિ |
| ૯૧ | ૨૨ | પ્રકાશયોરિવિ | પ્રકાશયોરિવ |
| ૧૦૭ | ૩ | અનર્થદ ડ | અનર્થદ ડમત |
| ૧૦૯ | ૫ | પેતાના | પોતાના |

| | | | |
|---|---|---|---|
| ૧૬૭ | ૧૪ | પરમાણુાણુવ્રત | પરિમાણાણુવ્રત |
| ૧૭૦ | ૧૮ | વરાગ્યને | વૈરાગ્યને |
| ૧૪૦ | ૧૪ | માય, | માયા, |
| ૧૪૨ | ૧૨ | झरे | झरैं |
| ૧૪૨ | ૨૨ | एपणा | एषणा |
| ૧૪૪ | ૬ | ફુલ | ફૂળ |
| ૧૪૯ | ૧૪ | (અધવતારન) | (અધોવતારન) |
| ૧૫૦ | ૧૪ | ધમને | ધર્મને |
| ૧૫૭ | ૪ | अमहिन्द्र | अहमिन्द्र |
| ૧૫૮ | ૪ | આનદ | આનંદ |
| ૧૬૩ | ૧૧ | स्पपद | स्वपद |



ભાવાર્થ:-રાગદ્વેષ રહિત 'કેવળજ્ઞાન' ઊર્ધ્વ, મધ્ય અને પાતાળ એ ત્રણુલોકમા ઉત્તમ વસ્તુ, આનંદ સ્વરૂપ અને મોક્ષ દેનાર છે તેથી હું (દૌલતરામ) મારા ત્રિયોગ અર્થાત મન વચન અને કાયાથી તે કેવળજ્ઞાનને નમસ્કાર કરૂં છું

## ગાથા ૧

ગ્રન્થ રચનાનો ઉદ્દેશ અને જીવની ચાહના

जे त्रिभुवन में जीव अनन्त, सुख चाहैं दुखतै भयवन्त।
तातै दुखहारी सुखकार, कहैं सीख गुरु करुणाधार॥

અન્વયાર્થ -(ત્રિભુવનમેં) ત્રણુલોકમા (જે) જે (અનન્ત) અનંત (જીવ) પ્રાણી [છે તે] (સુખ) સુખને (ચાહેં) ઇચ્છે છે અને (દુખતૈં) દુઃખથી (ભયવન્ત) ડરે છે (તાતૈં) તેથી (ગુરુ) આચાર્ય (કરુણા) દયા (ધાર) કરીને (દુખહારી) દુઃખનો નાશ કરવાવાળી અને (સુખકાર) સુખને આપવાવાળી (સીખ) શિક્ષા-શિખામણ (કહૈં) આપે છે

ભાવાર્થ-ત્રણુલોકમા જે અનંત પ્રાણી છે તે દુઃખથી ડરે છે અને સુખને ચાહે છે તેથી આચાર્ય દુઃખનો નાશ કરવાવાળી અને સુખને આપવાવાળી શિખામણ આપે છે.

## ગાથા ૨

ગુરુશિક્ષા સાભળવાનુ ફરમાન અને સંસાર પરિભ્રમણનું કારણ

ताहि सुनो भवि मन थिर आन, जो चाहो अपनो कल्यान।
मोह महामद पियो अनादि, भूल आपको भरमत वादि॥

અન્વયાર્થ:—(ભવિ) હે ભવ્ય જીવો! (જો) જો (અપનો) તમારું (કલ્યાન) હિત (ચાહો) ચાહતા હો [તો] (તાહિ) ગુરુની તે શિક્ષાને (મન) મનમાં (થિર) સ્થિર (આન) કરીને (સુનો) સાંભળો [કે આ સંસારમાં દરેક પ્રાણી] (અનાદિ) અનાદિકાળથી (મોહમહામદ) મોહરૂપી જલદદારૂને (પિયો) પીઇને, (આપકો) પોતાના આત્માને (ભૂલ) ભૂલીને (વાદિ) વ્યર્થ (ભરમત) ભટકે છે.

ભાવાર્થ—હે ભદ્ર-પ્રાણીઓ! જો તમારૂ હિત ચાહતા હો તો, તમારૂ મન સ્થિર કરીને આ શિક્ષાને સાભળો જેવી રીતે કોઈ દારૂડીયો, દારૂ પીઇને, નશામાં ચકચૂર થઈને, જ્યા ત્યા ગોથા ખાય છે તેવીજ રીતે આ જીવ અનાદિ કાળથી મોહમાં ફસીને, પોતાના આત્માના સ્વરૂપને ભૂલીને ચારે ગતિઓમાં જન્મ મરણ ધારણ કરીને ભટકે છે

ગાથા ૩

આ ગ્રંથની પ્રમાણિકતા અને નિગોદનું દુઃખ

तास भ्रमन की है बहु कथा, पै कछु कहूं कही मुनि यथा।
काल अनन्त निगोद मझार, बीत्यो एकेन्द्री तन धार॥

અન્વયાર્થ:-(તાસ) આ સંસારમાં (ભ્રમનકી) ભટકવાની (કથા) કથા (બહુ) મોટી (હૈ) છે (પૈ) તોપણ

(યથા) જેવી (મુનિ) પૂર્વાચાર્યોએ (કહી) કહી છે (તથા) તે પ્રમાણે હું પણ (કછુ) થોડી (કહૂં) કહું છું [આ જીવે] (નિગોદ મઝાર) નિગોદમાં (એકેન્દ્રિ) એકેન્દ્રિય (તન) શરીર (વાર) ધારણ કરીને (અનંત) અનંત (કાલ) કાળ (વીત્યો) ગુમાવ્યો છે.

ભાવાર્થ—સંસારમાં જન્મ મરણ ધારણ કરવાની કથા મોટી છે તો પણ જે પ્રકારે પૂર્વાચાર્યોએ પોતાના બીજા ગ્રન્થોમાં કહી છે, તે પ્રકારે હું (દૌલતરામ) પણ આ ગ્રંથમાં થોડુંક કહું છું આ જીવે, નારકીથી પણ કનિષ્ટ નિગોદમાં એક ઇન્દ્રિય શરીર ધારણ કરીને એટલે કે સાધારણ વનસ્પતિકાયમાં ઉપજીને ત્યાં અનંતો કાળ પસાર કર્યો છે

### ગાથા ૪

નિગોદ દુઃખ અને ત્યાંથી નિકળી પ્રાપ્ત કરેલી જુદી જુદી પર્યાયો

एक श्वास में अठदस बार, जन्म्यो मर्यो भर्यो दुखभार ।
निकसि भूमि जल पावक भयो, पवन प्रत्येकवनस्पति थयो ॥

અન્વયાર્થ—[નિગોદમાં આ જીવ] (એક શ્વાસમેં) એક શ્વાસમાં (અઠદસ બાર) અઢાર વખત (જન્મ્યો) જન્મ્યો અને (મર્યો) મર્યો અને (દુખભાર) દુઃખોના સમૂહને (ભર્યો) સહન કર્યા [અને ત્યાંથી] (નિકસિ) નીકળીને (ભૂમિ) પૃથ્વી (જલ) પાણી (પાવક) અગ્નિ

(ભયો) થયો વળી (પવન) વાયુ અને (પ્રત્યેક વનસ્પતિ) પ્રત્યેક વનસ્પતિ (થયો) થયો

ભાવાર્થ -નિગોદમા [સાધારણ વનસ્પતિકાયીક પણામા] આ જીવે એક શ્વાસમાત્ર જેટલા વખતમા ૧૮ વાર જન્મ અને* મરણ કરીને ભયકર દુ ખ સહન કર્યું અને ત્યાથી નીકળીને પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને પ્રત્યેક વનસ્પતિના × જીવ તરીકે ઉત્પન્ન થયો.

## ગાથા ૫

તિર્ય ચ ગતિમા ત્રસ પર્યાયની દુર્લભતા અને તેનુ દુ ખ

दुर्लभ लहि ज्यों चिन्तामणी, त्यों पर्याय लही त्रसतणी ।
लट पिपीत अलि आदि शरीर, धर धर मर्यो सही बहुपीर ॥

અન્વયાર્થ -(જ્યો) જેવીરીતે (ચિન્તામણિ) ચિન્તામણી રત્ન (દુર્લભ) મુશ્કેલીથી (લહિ) પ્રાપ્ત થાય છે (ત્યો) તેવીજ રીતે (ત્રસતણી) ત્રસની (પર્યાય) પર્યાય (દુર્લભ) મુશ્કેલીથી (લહી) પ્રાપ્ત થાય છે (લટ) ઈયળ (પિપીલ) કીડી (અલિ) ભમરો (આદિ) વિગેરેના (શરીર) શરીરોને (ધરધર) વારવાર ધારણ કરીને,

---

* નવીન શરીરધારણ કરવુ અને વર્તમાન શરીરનો ત્યાગ

× નિગોદમાથી નીકળીને આ પ્રમાણે પર્યાયો હોવાનો ચોક્કસ ક્રમ નથી, અક્રમ પણ હોય છે નિગોદમાથી એકદમ મનુષ્ય પર્યાય પણ મળી શકે છે જેમકે ભરતના ૩૨૦૦૦ પુત્રો નિગોદમાથી એકદમ મનુષ્ય પર્યાય પામીને મોક્ષ પણ ગયા છે.

(મર્યો) મરણ પામ્યો [અને] (બહુપીર) ઘણી પીડા (સહી) સહન કરી

ભાવાર્થ —જેવી રીતે ચિંતામણી રત્ન મુશ્કેલીથી પ્રાપ્ત થાય છે તેવી રીતે પ્રાણીને ત્રસની પર્યાય પણ ઘણી મહાન મુશ્કેલીથી પ્રાપ્ત છે. થાય આ ત્રસ પર્યાયમા પણ લટ-ઇયળ વિગેરે બે ઇંદ્રિય જીવ, મકોડા વિગેરે ત્રણ ઇંદ્રિય જીવ અને ભમરા વિગેરે ચાર ઇંદ્રિય જીવના શરીર વારવાર ધારણ કરીને મર્યો અને ઘણું દુખ સહન કર્યું

### ગાથા ૬

તિર્યંચ ગતિમા અસંજ્ઞી અને સંજ્ઞીનુ દુખ

कबहू पचन्द्रिय पशु भयो, मन विन निपट अज्ञानी थयो।
सिंहादिक सैनी है क्रूर, निबल पशू हति खाये भूर ॥

અન્વયાર્થ —[આજીવ] (કબહૂ) કયારેક (પંચેન્દ્રિય) પંચેન્દ્રિય (પશુ) તિર્યંચ (ભયો) થયો [તો] (મનવિન) મનવગર (નિપટ) અત્યંત (અજ્ઞાની) મૂર્ખ (થયો) થયો [અને] (સૈની) સંજ્ઞી (હ્વૈ) થયો [તો] (સિંહાદિક) સિંહ વગેરે (ક્રૂર) દુષ્ટ જીવ (હ્વૈ) થઇને (નિબલ) પોતાથી નબળા અને (ભૂર) ઘણા (પશુ) તિર્યંચોને (હતિ) હણીને (ખાયે) ખાધા

ભાવાર્થ —આ જીવ ક્યારેક પંચેન્દ્રિય અસંજ્ઞી પશુ પણ થયો તો મન નહિ હોવાથી અત્યંત અજ્ઞાની

રહ્યો અને કોઇક વખત સંજ્ઞી થયો તો સિંહ વિગેરે દુષ્ટ પ્રાણી થઇને, પોતાથી નિર્બલ અનેક જીવોને મારીને ખાધા જેનાથી ઘોર પાપ બાંધ્યા

## ગાથા ૭

તિર્યંચ ગતિમા નિર્બળ બીજા પશુના દુખ

कबहू आप भयो बल्हीन, सबलनि करि खायो अतिदीन ।
छेदन भेदन भूख पियास, भार-वहन हिम आतपत्रास ॥

**અન્વયાર્થ**:-[આજીવ તિર્યંચ ગતિમા] (કબહૂ) ક્યારેક (આપ) પોતે (બલહીન) કમજોર (ભયો) થયો [તો] (અતિદીન) અસમર્થ હોવાથી (સબલનિકરિ) પોતાથી બળવાન પ્રાણીઓએ તેને (ખાયો) ખાધો [અને] (છેદન) છેદાવુ, (ભેદન) ભેદાવુ (ભૂખ) ભૂખ (પિયાસ) તરસ (ભારવહન) બોજો ઉપાડવો (હિમ) ઠંડી (આતપ) ગરમી વિગેરેના (ત્રાસ) દુ:ખ સહન કર્યા.

**ભાવાર્થ**—આ જીવ તિર્યંચ ગતિમા જ્યારે કોઇ વખત પોતે નિર્બલ પશુ થયો તો અસમર્થ હોવાથી પોતાથી બીજા બળવાન પ્રાણીઓએ તેને ખાધો તે તિર્યંચ ગતિમા છેદાવુ, ભેદાવુ, ભૂખ, તરસ, ભારવહન કરવો, ઠંડી, ગરમી વિગેરેના દુ:ખ સહન કર્યા

## ગાથા ૮

તિર્યંચના દુખની અધિકતા અને નરક ગતિના પ્રાપ્તિનુ કારણ

वध बंधन आदिक दुख घने, कोटि जीभतैं जात न भने ।
अतिसंक्लेश भावतैं मर्यो, घोर श्वभ्रसागर में पर्यो ॥

**અન્વયાર્થ** – [આ તિર્યંચ ગતિમાં જીવે બીજાં પણ] (વધ) હણાવું (બંધન) બંધાવું (આદિક) વિગેરે (ઘને) ઘણાં (દુ:ખ) દુઃખ સહન કર્યાં, તે (કોટિ) કરોડો (જીભતૈં) જીભથી (ભને ન જાત) કહી શકાતાં નથી [આથી કરીને] (અતિ સંક્લેશ) ઘણા માઠા (ભાવતૈં) પરિણામોથી (મર્યો) મરણ પામીને (ઘોર) ભયાનક (શ્વભ્ર સાગરમેં) નરક રૂપી સમુદ્રમાં (પર્યો) જઈ પડ્યો

**ભાવાર્થ**.–આ જીવે આ તિર્યંચ ગતિમાં મરાવું અને બંધાવું વિગેરે ઘણું દુઃખ સહન કર્યું જે કરોડો જીભોથી પણ કહી શકાતું નથી અને અંતે જ્યારે અત્યંત ખોટા પરિણામો (આર્તધ્યાન) થી મરીને, ઘણી મુશ્કેલીથી પાર પામી શકાય તેવા સમુદ્રની માફક દુસ્તર નરકમાં પહોંચી જાય છે

### ગાથા ૯

#### નરકની ભૂમિ અને નદીનું દુઃખ

तहां भूमि परसत दुख इसो, बिच्छू सहस डसे नहिं तिसो
तहां राध-श्रोणीतवाहीनी, कृमिकुलकलित देहदाहिनी ॥

**અન્વયાર્થ** – (તહાં) એ નરકમાં (ભૂમિ) જમીન (પરસત) સ્પર્શવાથી (ઇસો) એવું (દુઃખ) દુઃખ થાય છે કે (સહસ) હજારો (બિચ્છૂ) વીંછીઓ (ડસે) ડંખ મારે

(નહી તીનો) તોપણ એના જેવુ દુ ખ થતુ નથી. વળી (તહા) ત્યા [નરકમા] (રાધ શ્રોણિત વાહિની) જેમા લોહી અને પરૂ વહે છે તેવી વૈતરણી નામની નદી છે જે (કૃમિ કુલ કલિત) નાના ન ના કીડાઓથી ભરેલી છે અને (દેહ દાહિની) શરીરમા દાહ ઉત્પન્ન કરવાવાળી છે.

ભાવાર્થ -એ નરકની જમીનનો સ્પર્શ માત્ર કરવાથી નારકીઓને એટલુ દુ ખ થાય છે કે હજારો વીછીઓ એકી સાથે ડખ મારે તોપણ તેટલુ દુ ખ થતુ નથી. વળી એ નરકમા પરૂ, લોહી અને નાના નાના કીડાઓથી ભરેલી અને શરીરમા દાહ ઉત્પન્ન કરવાવાળી એક વૈતરણી નદી છે જેના શાતિ લાભની ઇચ્છાથી નારકી જીવ પ્રવેશ કરે છે પણ ત્યા તો તેની પીડા વધારે ભયાનક થઇ પડે છે.

## ગાથા ૧૦

નરકમા સેમરવૃક્ષ, શરદી અને ગરમીનુ દુ.ખ

सेमरतरु दलजुत असिपत्र, असि ज्यों देह विदारैं तत्र।
मेरुसमान लोह गलि जाय, ऐसी शीत उष्णता थाय ॥

અન્વયાર્થઃ-(તત્ર) તે નરકમા (અસિપત્ર ज्यों) તરવારની ધારની માફક તીક્ષ્ણ (દલજુત) પાદડા વાળા (સેમરતરૂ) સેમરના ઝાડ [છે જે]

(દેહ) શરીરને (અસિ જ્યો) તરવારની માફક (વિદારેં) ફાડી નાખે છે, અને (તત્ર) ત્યાં, એ નરકમાં (ઐસી) એવી (શીત) ઠંડી [અને] (ઉષ્ણતા) ગરમી (થાય) થાય છે [કે] (મેરૂ સમાન) મેરૂ પર્વતની બરાબર (લોહ) લોઢાનો ઢગલો (ગલ) ગળી (જાય) જાય છે.

ભાવાર્થ:-એ નરકમાં ઘણાં સેમરનાં ઝાડો છે, તેના પાદડાં તરવારની ધાર જેવાં તીક્ષ્ણ છે. જ્યારે દુઃખી નારકી છાયા મળવાની ઈચ્છાથી તે ઝાડની નીચે જાય છે, ત્યારે તે ઝાડના પાંદડાઓ તેની ઉપર પડીને, તે નારકીઓનાં શરીરને ચીરી નાંખે છે. અને એ નરકોમાં એટલી ગરમી થાય છે કે એક લાખ જોજનની ઉચાઈ વાળા સુમેરૂ પર્વતની બરોબર લોઢાનો પિંડ પણ ઓગળી* જાય છે તથા એટલી ઠંડી પડે છે કે સુમેરૂની બરોબર લોઢાનો ગોળો પણ થીજી× જાય છે. જેવી રીતે લોકમાં કહેવાય છે કે ઠંડીમાં હાથ ઠુંઠવાઈ ગયા, હીમથી ઝાડ અથવા અનાજ બળી ગયું વગેરે

* मेरुसमलोहपिंड, सीद उण्हे विलम्मि पक्खित्तं ।
ण लहदि तलप्पदेशं, विलीयदे मयणखंडं वा ॥
× मेरुसमलोहपिंडे, उण्हं सीदे विलम्मि पक्खित्तं ।
ण लहदि तलं पदेसं, विलीयं लवणखंडं वा ॥
(ત્રિલોક પ્રજ્ઞપ્તિ દ્વિતીય મહાધિકાર ગાથા પા. ૧૧ ૬૫૨)

એટલે કે લોઢાની અંદર એકદમ શરદીના કારણે ચીકણાઈ ઓછી થવાથી તેનો સ્કંધ વિખરાઈ જાય છે.

### ગાથા ૧૧

**નરકમાં બીજા નારકી, અસુરકુમાર અને તરસનાં દુઃખ**

तिल तिल करैं देहके खंड, असुर भिड़ावैं दुष्ट प्रचण्ड ।
सिन्धुनीतैं प्यास न जाय, तो पण एक न बूंद लहाय ॥

**અન્વયાર્થ:**—[એ નરકમાં નારકી જીવ એક બીજાના] (દેહકે) શરીરના (તિલતિલ) તલના દાણા જેવડાં (ખંડ) ટુકડાં (કરૈં) કરે છે. અને (પ્રચંડ) અત્યંત (દુષ્ટ) ક્રૂર (અસુર) અસુરકુમાર જાતિના દેવ, [એક બીજા સાથે] (ભીડાવૈં) લડાઈ કરાવી આપે

---

* અર્થ:—જેવી રીતે ગરમીમાં મીણ પિગળી જાય છે (પાણીની માફક ચાલવા લાગે છે) તેવી રીતે સુમેરૂ બરાબર લોઢાનો ગોળો ગરમ બિલની અંદર ફેંકવામાં આવે તો વચમાં જ ઓગળવા માંડે છે.

× અને જેવી રીતે ઠંડ—વરસાદમાં મીઠું ઓગળી જાય છે—પાણી થઈ જાય છે તેવી રીતે સુમેરૂની બરાબર લોઢાનો ગોળો ઠંડા બિલોમાં ફેંકવામાં આવે તો વચમાં જ ઓગળવા લાગે છે. પહેલી, બીજી, ત્રીજી અને ચોથી નરકની ભૂમિઓ ગરમ છે, પાંચમી નરકમાં ઉપરની ભૂમિ ગરમ તથા નીચે ત્રીજે ભાગ ઠંડી અને છઠ્ઠી તથા સાતમીની ભૂમિ ઠંડી છે.

છે, [તથા એટલી] (પ્યાસ) તરસ [લાગે છે કે] (સિન્ધુ નીરતે) સમુદ્ર ભરના પાણી પીવાથી પણ (ન જાય) છીપી સકતી નથી (તોપણ) છતા (એક બૂંદ) એક ટીપુ પણ (ન લહાય) મળી શકતુ નથી

ભાવાર્થ-તે નરકોમા નારકી એક બીજાને દુ ખ આપ્યા કરે છે, કુતરાની માફક હમેશા અદરો અદર લડે છે અને ઝઘડા કર્યા કરે છે તે એક બીજાના શરીરના ટુકડા કરી નાખે છે છતા પણ તેના શરીરને મેળવી દેતા પારાની× માફક ફરીને જેવુ ને તેવુ મળી જાય છે જેના પરિણામ સક્લિષ્ટ છે એવા અમ્બ અને અમ્બરીષ વગેરે જાતિના અસુરકુમર દેવ પહેલી, બીજી અને ત્રીજી નારકી સુધી જઈને ત્યાના ઘણા દુ ખી નારકીઓને પોતાના અવધિજ્ઞાનથી વેર બતાવીને અથવા ક્રૂરતા અને કુતૂહલથી, અદરોઅદર લડાવી મારે છે અને પોતે આનદિત થાય છે તે નારકી જીવોને એટલી વધારે તરસ લાગે છે કે જો મળે તો એક મોટા સમુદ્રનુ પાણી પણ પીઈ જાય તો પણ તરસ છીપી શકે નહિ પણ પીવાને પાણીનુ એક ટીપુ પણ મળતુ નથી

× પારો એક ધાતુના રસ જેવો હોય છે જમીન ઉપર ફેકવાથી છુટો છુટો વિખેરાઇ જાય છે ફરી એકઠો કરી દેવાથી રસ એક પિંડ થઈ જાય છે.

### ગાથા ૧૨

#### નરકની ભૂખ, નરકનું આયુ અને મનુષ્યગતિ પ્રાપ્તિનું વર્ણન

तीन लोक को नाज जु खाय, मिटै न भूख कणा न लहाय ।
ये दुख बहु सागर लौं सहै, करम जोग तैं नरगति लहै ॥

અન્વયાર્થઃ–[એ નરકોમા એટલી ભૂખ લાગે છે કે] (તીન લોકકો) ત્રણ લોકનુ (નાજ) અનાજ (જુ ખાય) ખાય તો પણ (ભૂખ) ભૂખ (ન મિટૈ) મટી શકે નહિ, પણ ખાવાને (કણ) એક દાણો (ન લહાય) મળતો નથી (યે દુખ) આવુ દુખ (બહુ સાગર લૌં) ઘણા સાગરો સુધી (સહૈ) સહન કરે છે, (કરમ જોગ તૈં) કોઈ શુભ કર્મના ઉદયથી (નરગતિ) મનુષ્ય ગતિને (લહૈ) પામે છે.

ભાવાર્થ–એ નરકોમા એટલી ભૂખ લાગે છે કે જો મળે તો ત્રણલોકનુ અનાજ ખાઇ જાય તો પણ ભૂખ મટે નહિ છતા ત્યા ખાવાને એક દાણો પણ મળી શકતો નથી. એ નરકોમા એ જીવ ઘણા તીવ્ર દુખોને ઘણા સમય (ઓછામા ઓછા દશ હજાર વર્ષ અને વધારેમાં વધારે તેત્રીસ સાગરોપમ) સુધી ભોગવે છે. બીજી ગતિઓમાંથી છૂટકારો મળવાથી કોઇ વિશેષ શુભ કર્મના ઉદયથી આ પ્રાણી મનુષ્ય ગતિને પામે છે.

## ગાથા ૧૩

**મનુષ્ય ગતિમાં ગર્ભવાસ અને પ્રસવકાળનું દુઃખ.**

जननी उदर वस्यो नवमास, अंग सकुचतैं पाई त्रास ।
निकसत जे दुख पाये घोर, तिनको कहत न आवे ओर ॥

**અન્વયાર્થ** -[મનુષ્ય ગતિમા પણ આ જીવ] (નવમાસ) નવ મહિના સુધી (જનની) માતાના (ઉદર) પેટમા (વસ્યો) રહ્યો-[ત્યારે તે ઠેકાણે] (અંગ) શરીર (સકુચતૈં) સંકોચીને રહેવાથી (ત્રાસ) દુઃખ (પાઈ) પામ્યો (અૌર) અને (નિકસત) નિકળતી વખતે (જે) જે (ઘોર) ભયકર (દુખ) દુઃખ (પાયે) પામ્યો (તિનકો) તેને (કહત) કહેતા (ઓર) અન્ત (ન આવે) આવતો નથી.

**ભાવાર્થ**-મનુષ્યગતિમા પણ આ જીવ નવ મહિના સુધી તો માતાના પેટમાં રહ્યો, ત્યા પણ શરીર સંકોચીને રહેવાનુ હોવાથી ઘણું દુઃખ પામ્યો, જેનું વર્ણન પણ થઈ શકતુ નથી કોઈ કોઈ વખતે તો માતાના પેટમાથી નિકળતી વખતે, માતાનુ અથવા પુત્રનુ અથવા બન્નેનુ મરણ પણ થઈ જાય છે

## ગાથા ૧૪

**મનુષ્યગતિમાં બાળકપણુ, જુવાની અને બુઢાપણાનું દુઃખ.**

बालपनेमें ज्ञान न लह्यो, तरुणसमय तरुणीरत रह्यो।
अर्धमृतक सम बूढ़ापनों, कैसे रूप लखै आपनो ॥

અન્વયાર્થ:-[મનુષ્યગતિમાં જીવ] (બાલપને મેં) બાળકપણામાં (જ્ઞાન) જ્ઞાન (ન લહ્યો) પામ્યો નહિ (તરુણસમય) અને જુવાનીમાં (તરુણીરત) જુવાન સ્ત્રીમાં લીન (રહ્યો) રહ્યો અને (બુઢાપનોં) ઘડપણ (અર્ધમૃતકસમ) અર્ધમૂઆં જેવું [રહ્યું આવી હાલતમાં] (કૈસે) કેવી રીતે [જીવ] (આપનો) પોતાનું (રૂપ) સ્વરૂપ (લખૈ) વિચારે [દેખે].

ભાવાર્થ:-મનુષ્યગતિમાં આજીવ બાલ્યાવસ્થામાં વિશેષ જ્ઞાન પણ ન પામ્યો, જુવાનીમાં સમજણ પામ્યો પણ સ્ત્રીના મોહમાં ભૂલી ગયો અને ઘડપણમાં ઇન્દ્રિઓની શકિત ઘટી ગઈ અથવા મરણ પર્યંતનો રોગ થઇ આવ્યો કે જેથી અર્ધમુઆંની માફક પડયો રહ્યો. આવી હાલતમાં આ પ્રાણી ત્રણે અવસ્થામાં આત્મસ્વરૂપનું દર્શન ન કરી શકયો.

ગાથા ૧૫

દેવગતિમાં ભવનત્રિકનું દુ:ખ

कमी अकामनिर्जरा करै, भवनत्रिक में सुरतन धरै।
विषय चाह दावानल दह्यो, मरत विलाप करत दुख सह्यो ॥

અન્વયાર્થ:-[આજીવો] (કભી) કોઇ વખત (અકામ નિર્જરા) અકામ નિર્જરા (કરૈ) કરી (ભવ-

નત્રિક) ભવનવાસી, વ્યન્તર અને જ્યોતિષીમાં (સુર-તન) દેવ પર્યાય (ધરૈ) ધારણ કરી, [પણ ત્યાં તો] (વિષય ચાહ) પંચ ઇંદ્રિઓના વિષયોની ઇચ્છારૂપ (દાવાનલ) ભયંકર અગ્નિમાં (દહ્યો) બળતો રહ્યો અને (મરત) મરતી વખતે (વિલાપ કરત) રો, રો કરીને (દુખ) દુઃખને (સહ્યો) સહન કર્યું.

ભાવાર્થ-જ્યારે કોઈ વખતે આ પ્રાણીએ અકામનિર્જરા કરી ત્યારે મરીને તે નિર્જરાના પ્રભાવથી (ભવનત્રિક) ભવનવાસી, વ્યન્તર અને જ્યોતિષી દેવોમાંથી કોઈ એકનું શરીર ધારણ કર્યું ત્યાં પણ બીજા દેવોના વૈભવ દેખીને પાંચ ઇંદ્રિ-ઓના વિષયોની ઇચ્છારૂપ અગ્નિમાં બળતો રહ્યો અને અવધિજ્ઞાન તથા મંદારમાળા કરમાઈ જતી દેખીને, અને શરીર અને આભુષણોની કાન્તિ ક્ષીણ થતી દેખીને પોતાનું મરણ નજીક છે એમ જાણ-વાથી 'હાય! હવે આ ભોગ મને ભોગવવાને નહિ મળે' એવા વિચારથી રો, રો કરીને ઘણું દુઃખ સહન કર્યું

ગાથા ૧૬

દેવ ગતિમાં વૈમાનિક દેવોનું દુઃખ

जो विमानवासी हू थाय, सम्यग्दर्शन विन दुख पाय ।
तँहते चय थावर तन धरै, यो परिवर्तन पूरे करै ॥

અન્વયાર્થ:-(જો) જો (વિમાનવાસી) વૈમાનિક દેવ (હુ) પણ (થાય) થયો તો ત્યા (સમ્યગ્દર્શન) સમ્યગ્દર્શન (બિન) વિના (દુખ) દુ ખ(પાય) પામ્યો [અને] (તહતે) ત્યાથી(ચય) મરીને (થાવર તન)સ્થાવર નુ શરીર (ધરૈ) ધારણ કરે (યો) આ રીતે જીવ (પરિવર્તન) પાચ પરાવર્તન (પૂરેકરે) પૂરા કરે છે

ભાવાર્થ-આ જીવ વૈમાનિક (સોળ સ્વર્ગ અને ગ્રૈવેયક)♦ દેવોમા ઉત્પન્ન થયો તો પણ ત્યા સમ્યગ્દર્શન વિના દુ ખ ઉઠાવ્યુ અને ત્યાથી મરીને પૃથ્વીકાય વિગેરે સ્થાવરોનુ × શરીર ધારણ કર્યું, એટલે કે ફરીને તિર્યંચ ગતિમા ગયો આ રીતે આ જીવ સંસારમા અનાદિ કાળથી રખડયા કરે છે અને પાચ પરીવર્તન કરી રહ્યો છે

---

♦ ગ્રૈવેયકોની ઉપર અનુદિશ અને અનુત્તર વિમાનોના દેવ પણ વૈમાનિક કહેવાય છે પણ એ બધા સમ્યગ્દષ્ટિ જ હોય છે તેથી અહી તેનો સમાવેશ કરવામા આવેલ નથી છતા પણ ત્યા યથાર્થ સુખ છે એમ સમજવુ ન જોઈએ

× મિથ્યાદૃષ્ટિ દેવ જ મરીને એકેન્દ્રિય થાય છે સમ્યગ્દૃષ્ટિ નહિ

## પહેલી ઢાળનો સારાંશ

ત્રણ લોકની અંદર જે અનંતા જીવો છે તે બધા સુખને ચાહે છે અને દુઃખથી ડરે છે, એટલા માટે આચાર્યો પોતાના ગ્રંથોમાં સુખની પ્રાપ્તિનો ઉપાય બતાવે છે સંસાર પરિભ્રમણની કથા લાંબી છે તે જો કે પુરેપૂરી કહી શકાતી નથી તો પણ એનું સંક્ષિપ્ત આ પ્રમાણે વર્ણન કરી શકાય છે

**તિર્યંચ ગતિના દુઃખોનું વર્ણન**–આ જીવ નિગોદમાં અનંતકાળ સુધી રહીને ત્યાં એક શ્વાસમાં ૧૮ વાર જન્મ અને મરણ ધારણ કરીને જેનું કથન ન થઈ શકે એવું દુઃખ ઉઠાવે છે ત્યાંથી નીકળીને બીજી સ્થાવર પર્યાયોને પ્રાપ્ત કરે છે ત્રસની પર્યાય તો ચિંતામણિ રત્નની માફક ઘણી જ મુશ્કેલીથી પ્રાપ્ત થાય છે ત્યાં પણ વિકલત્રયનું શરીર ધારણ કરી ઘણું દુઃખ પામે છે કદાચિત અસંજ્ઞી પંચેન્દ્રિય થયો તો મન વગર દુઃખ પામે છે સંજ્ઞી થાય તો ત્યાં કમજોર પ્રાણીને બળવાન પ્રાણી સતાવે છે બળવાન બીજાને દુઃખ આપીને ઘણા પાપનો બંધ કરે છે તથા છેદાઈ જવું ભેદાઈ જવું ભૂખ, તરસ ઠંડી ગરમી વગેરેથી અકથ્ય દુઃખ પામે છે

**નરકગતિનું દુઃખ** જ્યાં ખોટા પરિણામથી મરણ થાય છે તો નરકમાં જઈ પડે છે ત્યાંની

માટીનો એક કણ પણ જો અહીં આવે તો અહીંના અનેક ગાઉ સુધીના સંજ્ઞી પંચેન્દ્રિય જીવો પણ એની દુર્ગંધથી મરી જાય છે ત્યાની જમીનને અડવાથી જ અસહ્ય દુ ખ થાય છે ત્યા વૈતરણી નદી, સેમરનુ ઝાડ, શરદી ગરમી અને અન્ન પાણીનુ નમળવુતેથી, પોતાની મેળે મહાન દુ ખ થાય છે જ્યારે બિલોમા ઉંધે માથે લટકે છેત્યારે ઘોર દુ ખોનો અનુભવ થાય છે. પછી બીજા નારકી જીવ તેને દેખતા તુરત જ કુતરાની માફક મારપીટ વિગેરે કરવા લાગી જાય છે ત્રીજી નારકી સુધી અમ્બ અને અમ્બરિષ વિગેરે નામના સક્લિષ્ટ પરિણામી અસુરકુમાર દેવ ત્યા જઇને અવધિજ્ઞાન મારફત, પૂર્વના વિરોધનુ સ્મરણ કરાવીને અદરો અદર લડાવી મૂકે છે, ત્યારે નારકિઓ મારફત ઘાણીમા પીલાવુ, અગ્નિમા બળવુ, કરવતથી ચીરાવુ, કડાઈમા ઉકળાવુ, ટુકડે ટુકડા કરી નાખવા વિગેરેથી ઘણુ દુ ખ ઉઠાવે છે તોપણુ પલ માત્ર પણ સાતા મળતી નથી, કારણ કે શરીરના ટુકડા થવા છતા પણ પારાની માફક ફરીને જેવુ હતુ તેવુ મળી જાય છે આયુ પૂર્ણ થયા વિના મરણ થતુ નથી નરકમા આવુ દુ ખ ઓછામા ઓછા દશ હજાર વર્ષ સુધી તો સહન કરવુ જ પડે છે પણ જો ઉત્કૃષ્ટ આયુષ્યનો બધ પડ્યો હોય તો તેત્રીસ સાગર પર્યંત સુધી શરીર છૂટતુ નથી

**મનુષ્યગતિનું દુ:ખ**–કોઇ વિશેષ પુણ્ય કર્મના ઉદયથી આ જીવ ક્યારેક મનુષ્ય પર્યાય પામે છે. ત્યારે ૯ માસ સુધી તો માતાના પેટમા જ કેદ રહે છે, ત્યા શરીર સંકોચાઇને રહેવાથી ઘણી તકલીફ પામે છે. બાળપણમા જ્ઞાન વગર, જુવાનીમા વિષય ભોગોમા આસક્તિવશ અને ઘડપણમા ઇંદ્રિયોની શિથિલતા અથવા મરણ પર્યંત રાજરોગ વિગેરેના કારણથી આત્મદર્શનથી વિમુખ રહે છે અને આત્મોદ્ધારનો માર્ગ મળતો નથી

**દેવગતિનું દુ:ખ**–જો કોઇ શુભકર્મના ઉદયથી દેવ પણ થાય છે તો બીજા મોટા દેવોનો વૈભવ અને સુખને જોઇને હ્રદયમા દુ:ખી થતો રહે છે, કદાચિત ગ્રૈવેયક સુધીનો વૈમાનિક દેવ પણ થયો તો પણ જો સમકિત ન પામ્યો તો આત્મિક શાંતિ થતી નથી તથા અન્ત સમયે મંદારમાળાનું કરમાઇ જવું, આભૂષણો અને શરીરની કાંતિ ક્ષીણ થવી વિગેરેથી મૃત્યુ નજીક આવ્યું એમ જાણીને ઘણો દુ:ખી થાય છે અને વલખા મારી મારીને મરે છે અને એકેન્દ્રિય જીવ સુદ્ધા થાય છે એટલે કેફરીને તિર્યંચ ગતિમા જઇ પડે છે આવી રીતે ચારે ગતિઓમા પ્રાણીને ક્યાય પણ સુખ અને શાતા મળતી નથી, નિરંતર સંસારચક્રમા પરિભ્રમણ કર્યા કરે છે.

## પહેલી ઢાળનો ભેદસંગ્રહ

એકેન્દ્રિય–પૃથ્વીકાયિક જીવ, અપકાયિક, અગ્નિકાયિક, વાયુકાયિક, અને વનસ્પતિકાયિક જીવ

ગતિ–મનુષ્યગતિ, તિર્યંચગતિ, દેવગતિ અને નરકગતિ

જીવ–સંસારી અને મુક્ત

ત્રસ–દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય

દેવ–ભવનવાસી, વ્યન્તર, જ્યોતિષી અને વૈમાનિક

પંચેન્દ્રિય–સંજ્ઞી અને અસંજ્ઞી

યોગ–મન, વચન અને કાયા, અથવા દ્રવ્ય અને ભાવ

લોક–ઊર્ધ્વ, મધ્ય અને પાતાળ

વનસ્પતિ–સાધારણ અને પ્રત્યેક

વૈમાનિક–કલ્પોપપન્ન, કલ્પાતીત એ બે ભેદ છે

સંસારી–ત્રસ અને સ્થાવર અથવા એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય, પંચેન્દ્રિય એ સંસારીના ભેદ છે

## પહેલી ઢાળનું લક્ષણ સંગ્રહ

અકામ નિર્જરા–સહન કરવાની અંતરની ઇચ્છા ન હોવા છતાં, ક્ષુધાદિકથી વિવશ થવાથી મંદ કષાયની હાલતમાં, ફળ આપીને કર્મોનું પોતાની મેળે ખરી જવું તે

અગ્નિકાયિક–અગ્નિ જ જેનું શરીર હોય છે એવા જીવ [પ્રાણી]

અસંજ્ઞી–શિક્ષા અને ઉપદેશ ગ્રહણ કરવાની શક્તિ રહિત પ્રાણી અસંજ્ઞી કહેવાય છે

એકેન્દ્રિય–જેને એક સ્પર્શ ઇન્દ્રિય જ હોય છે એવા જીવ [પ્રાણી]

**મનુષ્યગતિનું દુ ખ**–કોઇ વિશેષ પુણ્ય કર્મના ઉદયથી આ જીવ ક્યારેક મનુષ્ય પર્યાય પામે છે. ત્યારે ૯ માસ સુધી તો માતાના પેટમાં જ કેદ રહે છે, ત્યા શરીર સકોચાઇને રહેવાથી ઘણી તકલીફ પામે છે બાળપણમા જ્ઞાન વગર, જુવાનીમા વિષય ભોગોમા આસક્તિવશ અને ઘડપણમા ઇંદ્રિયોની શિથિલતા અથવા મરણ પર્યંત રાજરોગ વિગેરેના કારણથી આત્મદર્શનથી વિમુખ રહે છે અને આત્મે દ્ધારનો માર્ગ મળતો નથી

**દેવગતિનું દુ ખ**–જો કોઇ શુભકર્મના ઉદયથી દેવ પણ થાય છે તો બીજા મોટા દેવોનો વૈભવ અને સુખને જોઈને હૃદયમા દુ ખી થતો રહે છે, કદાચિત ગ્રૈવેયક સુધીનો વૈમાનિક દેવ પણ થયો તો પણ જો સમકિત ન પામ્યો તો આત્મિક શાંતિ થતી નથી તથા અન્ત સમયે મદારમાળાનુ કરમાઇ જવુ, આભૂષણો અને શરીરની કાંતિ ક્ષીણ થવી વિગેરેથી મૃત્યુ નજીક આવ્યુ એમ જાણીને ઘણો દુ ખી થાય છે અને વલખા મારી મારીને મરે છે અને એકેન્દ્રિય જીવ સુદ્ધા થાય છે એટલે કેફરીને તિર્યંચ ગતિમા જઇ પડે છે આવી રીતે ચાર ગતિઓમા પ્રાણીને ક્યાય પણ સુખ અને શાતા મળતી નથી, નિરતર સસારચક્રમા પરિભ્રમણ કર્યા કરે છે.

## પહેલી ઢાળનો ભેદસંગ્રહ

એકેન્દ્રિય–પૃથ્વીકાયિક જીવ અપકાયિક, અગ્નિકાયિક, વાયુકાયિક, અને વનસ્પતિકાયિક જીવ

ગતિ–મનુષ્યગતિ, તિર્યંચગતિ, દેવગતિ અને નરકગતિ

જીવ–સંસારી અને મુક્ત

ત્રસ દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય

દેવ–ભવનવાસી વ્યન્તર, જ્યોતિષી અને વૈમાનિક

પંચેન્દ્રિય–સંજ્ઞી અને અસંજ્ઞી

યોગ–મન, વચન અને કાયા, અથવા દ્રવ્ય અને ભાવ

લોક–ઊર્ધ્વ, મધ્ય અને પાતાળ

વનસ્પતિ સાધારણ અને પ્રત્યેક

વૈમાનિક કલ્પોપપન્ન કલ્પાતીત એ બે ભેદ છે

સંસારી–ત્રસ અને સ્થાવર અથવા એકેન્દ્રિય દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય પંચેન્દ્રિય એ સંસારીના ભેદ છે

## પહેલી ઢાળનું લક્ષણ સંગ્રહ

અકામ નિર્જરા–સહન કરવાની અંતરની ઇચ્છા ન હોવા છતાં ક્ષુધાદિકની તીવ્રતા થવાથી મંદ કષાયની હાલતમાં દુઃખ આપીને કર્મોનું પોતાની મેળે ખરી જવું તે

અગ્નિકાયિક–અગ્નિ જ જેનું શરીર હોય છે એવો જીવ [પ્રાણી]

અસંજ્ઞી–શિક્ષા અને ઉપદેશ ગ્રહણ કરવાની શક્તિ રહિત પ્રાણી અસંજ્ઞી કહેવાય છે

એકેન્દ્રિય–જેને એક સ્પર્શ ઇન્દ્રિય જ હોય છે એવો જીવ [પ્રાણી]

**પ્રત્યેક વનસ્પતિ**-જેમા એક શરીરનો સ્વામી એક જીવ હોય છે એવા વૃક્ષ ફળ વગેરે

**ભવ્ય**-ત્રણ કાળમા કોઈ પણ વખતે રત્નત્રયની પ્રાપ્તિની યોગ્યતા રાખનારાઓ જીવ ભવ્ય કહેવાય છે

**મન**-વિચાર કરવાની તથા શિક્ષા અને ઉપદેશ ગ્રહણ કરવાની શક્તિ સહિત જ્ઞાન વિશેષ અથવા હૃદયમા રહેલ આઠ પાંખડીવાળા કમળનો આકાર

**મનુષ્યગતિ**-મનુષ્યગતિ નામકર્મના ઉદયથી મનુષ્યોમા જન્મ લેવો અથવા પેદા થવુ

**મેરુ**-જંબુ દ્વીપના વિદેહ ક્ષેત્રમા સ્થિત એક લાખ યોજન ઉંચો એક પર્વત વિશેષ

**મોહ**-સંસારીક વસ્તુઓમા મમતા [પ્રેમ] કરવો તે

**લોક**-જેમા જીવાદિ છ દ્રવ્યો રહેલા છે, તે લોક અથવા લોકાકાશ કહે છે

**વિમાનવાસી**-સ્વર્ગો અને ગ્રૈવેયક વગેરેના દેવો

**વીતરાગનુ લક્ષણ**-

જન્મ જરા તૃષા ક્ષુધા, વિસ્મય આરત ખેદ
રોગ શોક, મદ મોહ ભય, નિદ્રા ચિંતા સ્વેદ
રાગ દ્વેષ અરુ મરણ જુત યે અષ્ટાદશ દોષ
નહિ હોતે જિસ જીવ કે વીતરાગ સો હોય

**શ્વાસ**-નાડીની ગતિ પ્રમાણે જે એક મિનિટમા ૮૦ વખતથી થોડા અંશ ઓછી ચાલ છે

**સાગર**-બે હજાર ગાઉ ઉંડો અને બે હજાર ગાઉ પહોળો એવા ગોળ ખાડામા કાતરથી જેના બે ટુકડા ન થઇ શકે એવા અને એક દિવસથી સાત દિવસ સુધીના

જન્મેના ઉત્તમ ભાગ ભૂમિના ઘેટાના વાળથી તે ખાડો પૂરે ભરવો તેમાંથી એક એક વાળો સો સો વરસે કાઢતા જેટલા કાળમાં તે બધા વાળને પુરા કાઢી નાખવામાં આવે તેટલા કાળ વ્યવહાર પલ્ય કહે છે વ્યવહાર પલ્યથી અસખ્યાત ગુણો કાળો ઉદ્ધાર પલ્ય અને ઉદ્ધાર પલ્યથી અસખ્યાત ગુણો કાળો અદ્ધાપલ્ય કહે છે દશ ક્રોડા ક્રોડી (૦ કરોડ×૧૦ કરોડ) અદ્ધાપલ્યનો એક સાગર કહે છે

**સ્થાવર**–સ્થાવર નામકર્મના ઉદય સહિત પૃથ્વી કાયીક આદિ જીવ

## અન્તર પ્રદર્શન

૧ ત્રસોને તો ત્રસ નામકર્મનો ઉદય હોય છે પણ સ્થાવરોને સ્થાવર નામકર્મનો ઉદય હોય છે આ તેમાં અંતર છે

**નોંધ** ત્રસ અને સ્થાવર ચાલી શકે અને ન ચાલી શકે એ અપેક્ષાથી અંતર બતાવવું ઠીક નથી કારણ કે એમ માનવાથી ગમન વિનાના અયોગી કેવળીમા સ્થાવરનુ લક્ષણ અને ગમન સહિત જળ પવન વગરે એકેદ્રિય જીવામા ત્રસનુ લક્ષણ ગણવાથી અતિવ્યાપ્તિ દોષ આવે છે

૨ સાધારણને આશ્રયે અનતા જીવો રહે છે પણ પ્રત્યેકને આશ્રયે એક જ જીવ રહે છે

૩ સંજ્ઞી શિક્ષા અને ઉપદેશ ગ્રહણ કરી શકે છે પણ અસંજ્ઞી નહિ

**નોંધ** કોઈનુ પણ અંતર બતાવવાને માટે બધે ઠેકાણે આ શૈલીનુ અનુકરણ કરવુ જોઈએ માત્ર લક્ષણ જાણવા અથવા બતાવવા માત્રથી કોઈનું અંતર નિકળતુ નથી

## પ્રથમ ઢાળની પ્રશ્નાવલી

૧ અસંજ્ઞી, ઊર્ધ્વલોક, એકેન્દ્રિય, કર્મ, ગતિ, ચતુરિન્દ્રિય, ત્રસ, ત્રીન્દ્રિય, દ્વીન્દ્રિય, પાતાલલોક, પંચેન્દ્રિય, પ્રત્યેક, મધ્યલોક, વીતરાગ, વૈક્રિયિક શરીર, સાધારણ અને સ્થાવરના લક્ષણ બતાવો

૨ સાધારણ (નિગોદ) અને પ્રત્યેકમાં, ત્રસ અને સ્થાવરમાં, સંજ્ઞી અને અસંજ્ઞીમાં અંતર બતાવો

૩ અસંજ્ઞી, તિર્યંચ, ત્રસ, દેવ, નિર્બલ નિગોદ, પશુ, બાલ્યાવસ્થા, ભવનત્રિક, મનુષ્ય, યૌવન વૃદ્ધાવસ્થા, વૈમાનિક નરક સંજ્ઞી, સ્થાવર, નરકગતિ, નરક સંબંધી ભૂખ, પ્યાસ, શરદી, ગરમી અગ્નિ સ્પર્શ, અને અસુરકુમારના દુઃખો, અકામ નિર્જરાનુ ફળ, અસુરકુમારનુ કામ અને ગમન નારકિના શરીરની વિશેષતા અને અમણ મરણનો અભાવ, મદારચાના, વૈતરણી અને નીતથી લોહાનો ગોળો ગળી જવો, તેનુ સ્પષ્ટ વર્ણન કરો

૪ અનાદિથી સંગાગમા પરિભ્રમણ, ભવનત્રિકમા પેદા થવું અને સ્વર્ગોમા દુઃખનુ કારણ બતાવો

૫ અસુરકુમારોનુ ગમન, સંપૂર્ણ રાત્ર રાત્રી, ગર્ભનિવાસનો સમય, જુવાની, નરકનુ આયુષ્ય, નિગોદ વાસનો ... નિગોદિયાને છઠ્ઠિયો, નિગ્રે

દિયાનુ આયુષ્ય, નિગોદમા એક શ્વાસમા જન્મ મરણ, અને શ્વાસનુ પરિમાણુ બતાવો

૬ ત્રસ પર્યાયની દુર્લભતા, ૧-૨-૩-૪-૫ ઈન્દ્રિય જીવો અને શીતથી ગોળો ગળી જવાનુ દૃષ્ટાત બતાવો

૭ ભોગ પરિણામથી પ્રાપ્ત થવા યોગ્ય ગતિ, ગ્રન્થ નિર્માણ કર્તા, જીવ કર્મસબધ, જીવોની ઇચ્છિત અને અનિચ્છિત વસ્તુ, નમસ્કૃતવસ્તુ, નરકની નદી, નરકમા જવાવાળા અસુરકુમાર, નારકીનુ શરીર, નિગોદિયાનુ શરીર, નિગોદમાથી નીકળીને પ્રાપ્ત થતી પર્યાયો, નવ માસથી ઓછો વખત ગર્ભમા રહેવાવાળા, મિથ્યાત્વી વૈમાનિકની ભવિષ્ય પર્યાય, માતાપિતા વગરના જીવ, સર્વથી વધારે દુ ખનુ સ્થાન, અને સક્લેશ પરિણામોથી મરણ થવાથી પ્રાપ્ત થવા યોગ્ય ગતિનુ નામ કહો

૮ અમુક શબ્દ, ચરણ અથવા છન્દનો અર્થ અથવા ભાવાર્થ કહો પહેલી ઢાળનો સારાશ કહો ગતિયોના દુઃખો ઉપર એક લેખ લખો અથવા કહી બતાવો

# બીજી ઢાળ

## ગાથા ૧

સંસાર (ચતુર્ગતિ) માં પરિભ્રમણનું કારણ.

ऐसे मिथ्या-दृग ज्ञान चर्ण, वश भ्रमत भरत दुख जन्म मर्ण।
तातैं इनको तजिये सुजान, सुन तिन संक्षेप कहूं बखान ॥

અન્વયાર્થ:-[આ જીવ] (મિથ્યાદૃગ જ્ઞાન ચર્ણ-વશ) મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્રને વશ થઈને (ऐसे) આ પ્રકારે (જન્મમર્ણ) જન્મ અને મરણના (દુખ) દુઃખોને (ભરત) ભોગવતો થકો [ચારે ગતિઓમાં] (ભ્રમત) ભટકતો ફરે છે. (તા તૈં) તેથી (ઇનકો) એ ત્રણેને (સુજાન) સારી રીતે જાણીને (તજીયે) છોડી દેવાં જોઈએ. એ ત્રણનું (સંક્ષેપ) સંક્ષેપથી (કહૂં બખાન) વર્ણન કહું છું તે (સુન) સાંભળો.

ભાવાર્થ:—મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્રના કારણે પહેલી ઢાળમાં બતાવ્યા પ્રમાણે આ પ્રાણીને ચારે ગતિયોમાં ભટકવું પડે છે, અને જન્મ મરણનાં દુઃખ સહન કરવાં પડે છે. તેથી આત્મ હિતેચ્છુએ સારી રીતે જાણીને એ ત્રણનો ત્યાગ કરવો જોઈએ, તેથી અહીં હું સંક્ષેપથી એ ત્રણનું વર્ણન કરું છું.

## ગાથા ૨

અગૃહીત મિથ્યાદર્શન અને જીવતત્વનુ લક્ષણ

जीवादि प्रयोजनभूत तत्त्व, सरधैं तिनमाहिं विपर्ययत्व।
चेतन को है उपयोग रूप, विनमूरति चिनमूरति अनूप॥

અન્વયાર્થ-(જીવાદિ) જીવ, અજીવ, આસ્રવ બંધ સંવર નિર્જરા અને મોક્ષ (પ્રયોજનભૂત) મતલબના (તત્ત્વ) તત્ત્વો છે (તિનમાહિં) તેમા (વિપર્યયત્વ) ઉંધી (સરધૈં) શ્રદ્ધા કરવી [તે અગૃહીત મિથ્યાદર્શન છે] (ચેતનકો) આત્માનુ (રૂપ) સ્વરૂપ (ઉપયોગ) દેખવુ જાણવુ અથવા દર્શન-જ્ઞાન છે [અને તે] (વિન મૂરતિ) અમૂર્તિક (ચિન મૂરતિ) ચૈતન્યમય અને (અનૂપ) ઉપમારહિત છે

ભાવાર્થ જીવ, અજીવ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ સાત તત્ત્વોના શ્રદ્ધાનથી સમ્યક્ દર્શન થાય છે એટલા માટે આ સાત તત્ત્વો પોતાના ઉપયોગના છે સાત તત્ત્વોનુ વિપરીત શ્રદ્ધાન કરવુ તેને અગૃહીત મિથ્યાદર્શન કહે છે જે દેખે જાણે છે એટલે કે જેનામા દર્શન અને જ્ઞાન હોય છે તેને જીવ કહે છે આ જીવ (આત્મા) અમૂર્તિક ચૈતન્યમય અને ઉપમારહિત છે

## ગાથા ૩

જીવ તત્ત્વના વિષયમાં મિથ્યાત્વ (ઊંધી શ્રદ્ધા)

पुद्गल नभ धर्म अधर्म काल, इनतें न्यारी हैं जीव चाल।
ताको न जान विपरीत मान, करि करै देहमें निज पिछान॥

અન્વયાર્થ -(પુદ્ગલ) પુદ્ગલ (નભ) આકાશ (ધર્મ) ધર્મ (અધર્મ) અધર્મ (કાલ) કાળ, (ઇનતૈં) એનાથી (જીવ ચાલ) જીવનો સ્વભાવ અથવા પરિણામ (ન્યારી) ભિન્ન (હૈ) છે [તોપણ મિથ્યાદૃષ્ટિ જીવ મિથ્યાદર્શનના પ્રભાવથી] (તાકો) તે આત્મ સ્વભાવને (ન જાન) જાણતો નથી અને (વિપરીત) ઉલટુ (માનકરિ) માનીને (દેહમે) શરીરમા (નિજ) આ માની (પિછાન) ઓળખાણ (કરે) કરે છે

ભાવાર્થ -પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ એ પાચ અજીવ દ્રવ્ય છે જીવનો સ્વભાવ (સ્વરૂપ) આ પુદ્ગલ વગેરે દ્રવ્યોથી જુદો છે પરતુ આ જીવ મિથ્યાદર્શનના પ્રભાવથી એ આત્મ સ્વભાવની યથાર્થ શ્રદ્ધા નહિ કરતા, ઉલટુ માનીને શરીરને જ આત્મા માને છે [આ જીવ તત્ત્વની વિપરીત શ્રદ્ધા છે]

ગાથા ૪

મિથ્યાદૃષ્ટિનો શરીર અને પર વસ્તુઓ ઉપર વિચાર

मैं सुखी दुखी मैं रंक राव, मेरे धन गृह गोधन प्रभाव।
मेरे सुत तिय मैं सबल दीन, बेरूप सुभग मूरख प्रवीन॥

અન્વયાર્થ-[મિથ્યાદૃષ્ટિ જીવ મિથ્યાદર્શનના પ્રભાવથી માને છે કે] (મૈં) હું (સુખી) સુખી (દુખી) દુખી (રંક) ગરીબ (રાવ) રાજા છું (મેરે) મારા (ધન) રૂપિયા, પૈસા વગેરે (ગૃહ) ઘર (ગોધન) ગાય ભેંસ આદિ (પ્રભાવ) મોટાઈ [છે વળી] (મેરે સુત) મારા સંતાન તથા (તિય) મારી સ્ત્રી છે (મૈં) હું (સબલ) બળવાન (દીન) નિર્બળ (બેરૂપ) કુરૂપ [સુભગ] સુંદર (મૂરખ) મૂર્ખ અને (નવીન) ચતુર છું

ભાવાર્થ-મિથ્યાદૃષ્ટિ જીવ મિથ્યાદર્શનના પ્રભાવથી શરીરને જ આત્મા માનીને શરીરને સુખ દુખ વગેરે મળવાથી એમ માને છે કે હું સુખી છું, હું દુઃખી છું, હું ગરીબ છું હું રાજા છું, મારા રૂપિયા પૈસા વગેરે ધન છે મારૂં મકાન છે, મારે ગાય ભેંસ વગેરે છે, મારી મોટાઈ છે, મારે સંતાન છે મારે સ્ત્રી છે, હું બળવાન છું, હું નિર્બળ છું, હું કુરૂપ છું હું સુંદર છું, હું મૂર્ખ છું અને હું ચતુર છું વગેરે પણ ખરી રીતે આ બધા પર પદાર્થના* જ પરિણામ છે, આત્માના

* શરીર આદિ જે પદાર્થ ખાનામાં આવે છે તે આત્માથી જુદા છે તે પદાર્થો ઠીક રહેવાથી કે બગડવાથી આત્માનું તો કાંઈ ઠીક થતું નથી તેમ બગડતું નથી તું મિથ્યાદૃષ્ટિ અનાથી ઉલટું માને છે

નથી પરંતુ મિથ્યાદૃષ્ટિ જીવ તેને આત્માના પરિણામ માને છે

### ગાથા ૫

#### અજીવ અને આસ્રવ તત્ત્વનુ વિપરીત શ્રદ્ધાન

तन उपजत अपनी उपज जान, तन नशत आपको नाश मान
रागादि प्रगट ये दुःख दैन, तिनही को सेवत गिनत चैन ॥

અન્વયાર્થ -[મિથ્યાદૃષ્ટિ જીવ મિથ્યાદર્શનના પ્રભાવથી] (તન) શરીરના (ઉપજત) ઉત્પન્ન થવાથી (અપની) પોતાનો આત્મા (ઉપજ) ઉત્પન્ન થયો (જાન) એમ માને છે અને (તન) શરીરના (નશત) નાશ થવાથી (આપકો) આત્માનો (નાશ) નાશ અથવા મરણ થયુ એમ (માન) માને છે (રાગાદિ) રાગ દ્વેષ મોહ વિગેરે (પ્રગટ) સ્પષ્ટરૂપે (દુખ દૈન) દુખ આપવાવાળા છે (તિનહીકો) તેઓની (સેવત) સેવા કરતો થકો (ચૈન) સુખ (ગિનત) માને છે

'ભાવાર્થ' મિથ્યાદૃષ્ટિ જીવ મિથ્યાદર્શનના પ્રભાવથી શરીરની ઉત્પત્તિને, આત્માનો જન્મ થયો એમ માને છે અને શરીરના મરણને આત્માનુ* મરણ માને છે આ રીતે પર (શરીરાદિ ભિન્ન)

---

* આત્મા અમર છે તે નિર અગ્નિ શસ્ત્ર અસ્ત્રો કે બીજા કોઈથી મરતા નથી કે નવો ઉત્પન્ન થતો નથી મરણ (વિયોગ) તો માત્ર શરીરનુ જ થાય છે

પદાર્થોને આત્માના માને છે; તે જ અજીવ તત્ત્વની વિપરીત શ્રદ્ધા છે.

પર પદાર્થો આત્માનું કાંઇ પણ બગાડી શકતાં નથી પણ પર પદાર્થોમાં રાગ [મૂર્છા અથવા મમતા] દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ અને નોકષાય વિગેરે વિપરીત પરિણતિ જ, પ્રાણીને પ્રત્યક્ષ દુઃખ દેનારી છે. જેવી રીતે–મારાપણાની બુદ્ધિ નહિ હોવાથી, પાડોસી અથવા શેઠને હાનિ કે લાભ થાય તેથી, કોઇને કાંઇ હર્ષ-શોક થતો નથી, તેવી રીતે–જેના અંતરમાં રાગાદિરૂપ કલ્પના થતી નથી, તેઓને શરીર વિગેરે પર પદાર્થોનું સારૂં કે ખરાબ થવાથી જરા પણ હર્ષ-શોક થતો નથી. આવી રીતે મિથ્યાત્વના સંબંધથી જ આ જીવ, રાગદ્વેષનું સેવન કરે છે અને તેમાં સુખ માને છે, આ આસ્રવ તત્ત્વની વિપરીત શ્રધ્ધા છે.

### ગાથા ૬

**બંધ અને સંવર તત્ત્વની વિપરીત શ્રદ્ધા.**

शुभाशुभ बंधके फलमंझार, रति अरति करै निजपद विसार
आतमहित हेतु विराग ज्ञान, ते लखै आपकूं कष्टदान ॥

**અન્વયાર્થઃ**–[મિથ્યાદષ્ટિ જીવ મિથ્યાદર્શનના પ્રભાવથી] (નિજપદ) આત્મ સ્વરૂપને (વિસાર) ભૂલી જઇને, (બંધકે) કર્મ બંધના (શુભ) સારાં (ફલમંઝાર) ફળમાં (રતિ) પ્રેમ (કરૈ) કરે છે અને

કર્મ બંધના (અશુભ) ખરાબ ફળમાં (અરતિ) દ્વેષ કરે છે, તથા જે (વિરાગ) રાગદ્વેષનો અભાવ [એટલે કે આત્મ સ્વભાવમા સ્થિરતારૂપ સમ્યક્ ચારિત્ર] અને (જ્ઞાન) સમ્યગ્જ્ઞાન [અને સમ્યગ્દર્શન] તે (આતમહિત) આત્માના હિતના (હેતુ) કારણ છે (તે) તેને (આપદ્) આત્માને (કષ્ટદાન) દુઃખ આપનાર (લખે) માને છે

**ભાવાર્થ** મિથ્યાદૃષ્ટિ જીવ મિથ્યાત્વના પ્રભાવથી પોતાના આત્માનુ સ્વરૂપ× ભૂલી જઈને, કર્મ બંધના શુભ કે અશુભ ફળ મળવાથી રાગ અને દ્વેષ કરે છે એટલે કે ધન, લાયક પુત્ર અને સ્ત્રી વિગેરે સુખ દેનારી સામગ્રી પામીને પોતાને સુખી માને છે અને રોગ અને પુત્ર વિયોગ વિગેરે દુઃખનુ સાધન મળવાથી પોતાને દુઃખી માનવા લાગે છે જેવી રીતે કોઈ કુતરો પોતાને મારનાર ઉપર ગુસ્સો નહિ કરતા, અજ્ઞાનને લીધે, લાકડી ઉપર જ ગુસ્સો કરીને લાકડીને ચાવે છે તેવી રીતે મિથ્યાદૃષ્ટિ, દ્વેષ વિગેરે કરવાને યોગ્ય જે 'કર્મો' તેમા દ્વેષ નહિ કરતા તે કર્મોના ફળમા દ્વેષ વિગેરે કરે છે ॥ ૫ ॥ બંધ તત્ત્વની ઊંધી શ્રદ્ધા છે

મ સારથી ઉદાસી રહેવુ, રાગદ્વેષનો ત્યાગ કરવો,

---

× અનંતદર્શન, અનંતજ્ઞાન, અનંતસુખ અને અનંતવીર્ય જ આત્માનુ સ્વરૂપ છે

અને સમ્યક્ચારિત્ર તથા સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરવા તેમા આત્માની ભલાઈ છે પરંતુ મિથ્યાત્વના ઉદયથી આ જીવ તેને પોતાના માટે દુખદાયક માને છે એટલે કે સુખના કારણ સવરને દુખદાયક માને છે આ સવર તત્ત્વની વિપરીત શ્રદ્ધા છે

ગાથા ૭

નિર્જરા અને મોક્ષની વિપરીત શ્રદ્ધા અને અગૃહીત મિથ્યાજ્ઞાન

रोके न चाह निजशक्ति खोय, शिवरूप निराकुलता न जोय।
याही प्रतीतिजुत कछुक ज्ञान, सो दुखदायक अज्ञान जान॥

**અન્વયાર્થ** -[ મિથ્યાદૃષ્ટિ પ્રાણી મિથ્યાત્વના પ્રભાવથી] (નિજશક્તિ) પોતાના આત્માની શક્તિ (ખોય) ખોઈને [પાચ ઈંદ્રિઓના વિષયોની] (ચાહ) ઇચ્છાને (ન રોકે) રોકતો નથી, અને (નિરાકુલતા) આકુલતાના અભાવને (શિવરૂપ) મોક્ષનુ સ્વરૂપ (ન જોય) માનતો નથી (યહી) આ (પ્રતીતિ જુત) ખોટી માન્યતા સહિત (કછુક જ્ઞાન) જે કાઈ જ્ઞાન છે (સો) તે (દુખદાયક) કષ્ટને આપનારૂ (અજ્ઞાન) અગૃહીત મિથ્યા જ્ઞાન છે એમ (જાન) સમજવુ

**ભાવાર્થ** -ઇચ્છાને રોકવી તેને તપ* કહે છે આ તપથી નિર્જરા× થાય છે પરંતુ મિથ્યાદૃષ્ટિ

---

* તપ-इच्छानिरोधस्तप

× तपसा निर्जरा च તત્ત્વાર્થ સૂત્ર અધ્યાય ૯ સૂત્ર ૩ ઇચ્છાો રોકવી તે તપ છે તપથી નિર્જરા થાય છે

જીવ મિથ્યાદર્શનના પ્રભાવથી, આત્માની અનંત જ્ઞાનાદિરૂપ શક્તિને ભૂલી જાય છે તેથી કરીને હંમેશાં પાંચ ઇન્દ્રિઓના વિષયોમાં પ્રીતિ કર્યા કરે છે, એટલે કે નિર્જરાનું કારણ તપ છે તેને કષ્ટ માનીને, હમેશાં વિષય સેવનાદિની ઇચ્છા કરે છે. આ નિર્જરા તત્ત્વનું વિપરીત શ્રદ્ધાન છે.

આકુળતાનું મટી જવું તે જ સાચું સુખ અથવા મોક્ષ છે. પણ મિથ્યાદૃષ્ટિ, મોક્ષના સ્વરૂપને આકુળતા [ચિંતા, શલ્ય, તૃષ્ણા અને સંકલેશ] વિનાનું માનતો નથી. મોક્ષના સ્વરૂપને તે ઘણું કષ્ટ અને આકુળતામય માને છે. આ મોક્ષ તત્ત્વની વિપરીત શ્રદ્ધા છે.

અગૃહીત-મિથ્યાદર્શન (ખોટી શ્રદ્ધા અથવા વિશ્વાસ)ની હૈયાતિમાં જે કાંઈ જ્ઞાન હોય છે તેને અગૃહીત મિથ્યાજ્ઞાન કહે છે. આ મોટું દુઃખ આપનારૂં છે અને ઉપદેશાદિક કોઇ પણ બાહ્ય કારણથી ઉત્પન્ન થતું નથી તેથી તેને અગૃહીત× [સ્વાભાવિક અથવા નિસર્ગજ] કહે છે.

---

×જે બહારના કારણ વિના સ્વભાવથી થાય છે તે મિથ્યાત્વને અગૃહીત કહેવાય છે. અને જે બીજા નિમિત્તથી થાય છે તેને ગૃહીત કહેવાય છે.

## ગાથા ૮

અગૃહીત મિથ્યાચારિત્ર (કુચારિત્ર) નુ લક્ષણ

इन जुत विषयनि म जो प्रवृत्त ताको जानो मिथ्याचरित्त।
यों मिथ्यात्वादि निसर्ग जेह, अब जे गृहीत सुनिये सुतेह॥

અન્વયાર્થ -(જો) જે (વિષયનિ મે) પાચ ઈંદ્રિયે ના વિષયોમા (ઇન જુત) અગૃહીત મિથ્યા દર્શન અને અગૃહીત મિથ્યાજ્ઞાન સહિત (પ્રવૃત્ત) પ્રવૃત્તિ કરે છે (તાકો) તેને (મિથ્યાચરિત્ત) અગૃહીત મિથ્યાચારિત્ર (જાનો) સમજો (યો) આ પ્રમાણે (નિસર્ગ) અગૃહીત (મિથ્યાત્વાદિ) મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્ર [નુ વર્ણન કરવામા આવ્યુ ] (અબ) હવે [જે] જે (ગૃહીત) ગૃહીત [મિથ્યા દર્શન જ્ઞાન, ચારિત્ર] છે (તેહ) તેને (સુનિયે) સાંભળો

ભાવાર્થ -અગૃહીત મિથ્યાદર્શન અને અગૃહીત મિથ્યાજ્ઞાન સહિત પાચ ઈંદ્રિયોના વિષયો (ભોગ ઉપભોગ) મા પ્રવૃત્તિ કરવી તેને અગૃહીત મિથ્યાચારિત્ર કહેવામા આવે છે આ પ્રકારે અગૃહીત મિથ્યાદર્શન જ્ઞાન ચારિત્રનુ વર્ણન કરવામા આવ્યુ હવે આગળ ગૃહીત મિથ્યાદર્શન-જ્ઞાન ચારિત્રનુ વર્ણન કરવામા આવશે

## ગાથા ૯

ગૃહીત-મિથ્યાદર્શન અને કુગુરના લક્ષણ

जो कुगुरु कुदेव कुधर्म सेव, पोषैं चिर दर्शनमोह एव ।
अंतर रागादिक धरैं जेह, बाहर धन अंबर तैं सनेह ॥

ગાથા ૧૦ [પૂર્વાર્ધ]

धारैं कुलिंग लहि महतभाव, ते कुगुरु जन्मजल उपलनाव ।

અન્વયાર્થ:-(જો) જે (કુગુરુ) ખોટા ગુરુની (કુદેવ) ખોટા દેવની અને (કુધર્મ) ખોટા ધર્મની (સેવ) સેવા કરે છે, તે (ચિર) ઘણા લાંબા સમય સુધી (દર્શનમોહ) મિથ્યાદર્શન (એવ) જ (પોષૈં) પોષે છે (જેહ) જે (અંતર) અંતરમાં (રાગાદિક) રાગદ્વેષ આદિ દોષોને (ધરૈં) ધારણ કરે છે અને (બાહર) બહારથી (ધન અંબર તૈં) ધન અને કપડાં વિગેરે ઉપર (સનેહ) પ્રેમ-આસકિત રાખે છે, અને (મહતભાવ) મહાત્માપણાનો ભાવ (લહી) ધારણ કરીને (કુલિંગ) ખોટા વેષોને (ધારૈં) ધારણ કરે છે તે (કુગુરુ) કુગુરુ કહેવાય છે અને તે કુગુરુ (જન્મજલ) સંસારરૂપી સમુદ્રમાં (ઉપલ નાવ) પત્થરની નૌકા સમાન છે

ભાવાર્થ:-કુગુરુ, કુદેવ અને કુધર્મની સેવા કરવાથી ઘણા કાળ સુધી મિથ્યાત્વનું જ પોષણ થાય છે એટલે કે કુગુરુ, કુદેવ અને કુધર્મનું સેવન જ ગૃહીત મિથ્યાદર્શન કહેવાય છે.

પરિગ્રહ બે પ્રકારના છે, એક અંતરંગ અને બીજો બહિરંગ. રાગદ્વેષ વિગેરે અંતરંગ પરિગ્રહ

છે અને ધન મકાન, વસ્ત્ર વિગેરેમાં આસક્તિ રાખવી તે બહિરંગ પરિગ્રહ છે. પોતાને મોટાઈ ઉપર પ્રીતિ હોવાથી નવા નવા વેશ ધારણ કરવા તે કુલિંગ ધારણ કરવું છે. જે અંતરંગ અને બહિરંગ પરિગ્રહ સહિત હોય છે તથા મોટાઈની ઈચ્છાથી કુલિંગ ધારણ કરે છે તેને કુગુરુ કહે છે. જેવી રીતે પત્થરની હોડી પોતે ડુબે છે અને તેની અંદરના ઉતારુને પણ ડુબાડે છે તેવી રીતે કુગુરુ પણ પોતે સંસારરૂપી સમુદ્રમાં ડુબે છે અને તેની સેવા કરનાર ભક્તોને પણ અનંત સંસારમાં ડુબાડે છે. એટલે કુગુરુની ભક્તિ, પૂજા, શ્રદ્ધા અને વિનય કરવાથી જીવ અનન્ત સંસારમાં ભટકે છે.

ગાથા ૧૦ [ઉત્તરાર્ધ]

કુદેવ [મિથ્યાદેવ]નું સ્વરૂપ

जे रागद्वेष मल करि मलीन वनितागदादिजुत चिहन चीन।

ગાથા ૧૧ (પૂર્વાર્ધ)

ते हैं कुदेव तिनकी जु सेव शठ करत न तिन भवभ्रमण छेव॥

અન્વયાર્થ:—(જે) જે (રાગદ્વેષ) રાગ અને દ્વેષરૂપી (મલકરિ) મેલથી (મલીન) મલિન છે અને (વનિતા) સ્ત્રી તથા (ગદાદિજુત) ગદા વગેરે (ચિહ્ન) ચિહ્નોથી (ચીન) ઓળખાય છે. [illegible] દેવ) ખોટા દેવ છે (તિનકી [illegible]

જે (શઠ) મૂર્ખ (સેવ) સેવા (કરતે હૈ) કરે છે. (તિન) તેનું (ભવભ્રમણ) સંસારમાં ભટકવું (નછેવ) મટતું નથી.

ભાવાર્થઃ—જે રાગ અને દ્વેષરૂપી મેલથી મેલાં (રાગી-દ્વેષી) છે અને સ્ત્રી, ગદા વગેરે હથિયારોથી જેને ઓળખી શકાય છે તે 'કુદેવ'* કહેવાય છે. જે મૂર્ખ આવા કુદેવોની સેવા (પૂજા ભક્તિ અને વિનય) કરે છે તે આ સંસારનો અંત કરી શકતા નથી એટલે કે તેને અનંત કાળ સુધી સંસારમાં ભટકવું પડે છે.

### ગાથા ૧૧ [ઉત્તરાર્ધ]

**કુધર્મ અને ગૃહીત મિથ્યાદર્શનનું સંક્ષિપ્ત લક્ષણ.**

रागादि भावहिंसा समेत, दर्वित त्रस थावर मरण खेत ॥

### ગાથા ૧૨

जे क्रिया तिन्हैं जानहु कुधर्म, तिन सरधै जीव लहैं अशर्म।
याकूं गृहीतमिथ्यात्व जान, अब सुन गृहीत जो है अज्ञान ॥

અન્વયાર્થઃ-(રાગાદિ) રાગ અને દ્વેષ વિગેરે (ભાવહિંસા) ભાવ હિંસા (સમેત) સાથે [તથા]

---

* સુદેવ–અરિહંત, પરમેષ્ઠી. દેવ–ભવનવાસી વગેરે દેવ. કુદેવ–હરિ, હર આદિ અદેવ–પીપળો, તુલસી, લાકડાના વગેરે કલ્પિત દેવ.

(त्रस) ત્રસ અને (थावर) સ્થાવરના (मरण) ઘાતનું (खेत) સ્થાન (दर्वित) દ્રવ્ય હિંસા (समेत) સહિત (जे) જે (क्रिया) ક્રિયાઓ [છે] (तिन्हैं) તેને (कुधर्म) મિથ્યાધર્મ (जान्ँ) જાણવો જોઈએ (तिन) તેને (सरधे) શ્રદ્ધવાથી (जीव) પ્રાણી (अशर्म) દુઃખ (लहे) પામે છે (याहू) આ કુગુરૂ, કુદેવ અને કુધર્મને શ્રદ્ધવા તેને (गृहीत मिथ्यात्व) ગૃહીત મિથ્યાદર્શન જાણવું (अब) હવે (गृहीत) ગૃહીત (अज्ञान) મિથ્યાજ્ઞાન (जो है) જેને કહેવામાં આવે છે તેનું વર્ણન (सुन) સાંભળો.

**ભાવાર્થ** :–જે ધર્મના કામો કરવામાં રાગાદિ રૂપ ભાવહિંસા અને ત્રસ અને સ્થાવરના ઘાત સ્વરૂપ દ્રવ્યહિંસા થાય છે તેને કુધર્મ કહેવામાં આવે છે જે પ્રાણી આ કુધર્મની શ્રદ્ધા કરે છે તે દુઃખ પામે છે.

આ ખોટા–ગુરુ દેવ અને ધર્મની શ્રદ્ધા કરવી તેને 'ગૃહીત મિથ્યાદર્શન' કહે છે. આ પરોપદેશ વિગેરે બાહ્ય કારણથી ગ્રહણ કરવામાં આવે છે તેથી 'ગૃહીત' કહેવાય છે. હવે ગૃહીત મિથ્યાજ્ઞાનનું વર્ણન કરવામાં આવે છે.

### ગાથા ૧૩
### ગૃહીત મિથ્યાજ્ઞાનનું લક્ષણ

एकान्तवाद-दूषित समस्त, विषयादिक पोषक अप्रशस्त।
कपिलादिरचितश्रुतको अभ्यास, सोहै कुबोध बहुदेन त्रास॥

**અન્વયાર્થ**-(એકાન્તવાદ) એકાન્તરૂપ કથનથી (દુષિત) ખોટા (વિષયાદિક) અને પાંચ ઇંદ્રિયોના વિષય વિગેરેને (પોષક) પુષ્ટિ કરવાવાળા (કપિલાદિ રચિત) કપિલ વિગેરેએ બનાવેલા (અપ્રશસ્ત) ખોટા (સમસ્ત) બધા (શ્રુતકો) શાસ્ત્રોને (અભ્યાસ) પઠવુ, પઠાવવુ, સમજવુ અને સમજાવવુ (સો) તે (કુબોધ) મિથ્યાજ્ઞાન [ છે તે ] (બહુ) ઘણા (ત્રાસ) દુખને (દેન) આપવા વાળુ છે

**ભાવાર્થ**-વસ્તુ અનેક ધર્માત્મક છે તેમાથી કોઇ પણ એક જ ધર્મને આખી વસ્તુ કહેવાના કારણથી દૂષિત (મિથ્યા) તથા વિષય કષાય આદિની પુષ્ટ કરવાવાળા કપિલ આદિ કુગુરુઓના બનાવેલા સર્વ પ્રકારના ખોટા શાસ્ત્રોને ભણવુ, ભણાવવુ સાંભળવુ અને સંભળાવવુ તેને 'ગૃહીત-મિથ્યાજ્ઞાન' કહે છે

### ગાથા ૧૪

### ગૃહીત મિથ્યાચારિત્રનુ લક્ષણ

जो ख्याति लाभ पूजादि चाह, धरि करन विविध विध देहदाह।
आतम अनात्म के ज्ञानहीन, जे जे करनी तन करन छीन॥

**અન્વયાર્થ**-(જો) જે (ખ્યાતિ) પ્રસિદ્ધતા, (લાભ) ફાયદો અને (પૂજાદિ) માન્યતા અને આદર વિગેરેની (ચાહ ધરિ) ઇચ્છા કરીને (દેહદાહ) શરીરને

પીડા કરવાવાળા (આતમ અનાતમકે) આત્મા અને પરવસ્તુઓના (જ્ઞાનહીન) ભેદજ્ઞાનથી રહિત (તન) શરીરને (છીન) ક્ષીણ (કરને) કરવાવાળી (વિવિધવિધ) અનેક પ્રકારની (જે જે કરની) જે જે ક્રિયાઓ છે તે બધી (મિથ્યા ચારિત્ર) મિથ્યા ચારિત્ર કહેવાય છે

**ભાવાર્થ**-શરીર અને આત્માનુ ભેદ વિજ્ઞાન નહિ હોવાથી પરલોકમા યશ, ધન-દૌલત, આદર-સત્કાર, વિગેરેની ઇચ્છાથી માન આદિ કષાયને વશીભૂત થઇને શરીરને ક્ષીણ કરવાવાળા આડમ્બર-યુક્ત (ભસ્મ લગાવવી, જટા વધારવી અને પચાગ્નિ તપ વિગેરે) કામો કરવા તેને 'ગૃહીત મિથ્યા ચારિત્ર' કહે છે

### ગાથા ૧૫

**મિથ્યા ચારિત્ર અને સંસારના ત્યાગનો ઉપદેશ**

ते सब मिथ्या-चारित्र त्याग, अब आतम के हित पथ लाग
जगजाल भ्रमण को देहु त्याग, अब दौलत निज आतम सुपाग

**અન્વયાર્થ**:-(તે) તે (સબ) બધા (મિથ્યા ચારિત્ર) મિથ્યા ચારિત્રને (ત્યાગ) છોડીને (અબ) હવે (આતમકે) આત્માના (હિત) કલ્યાણના (પથ) માર્ગે (લાગ) લાગી જાઓ (જગ જાલ) સસારની જાળમા (ભ્રમણકો) ભટકવાનો (ત્યાગ દેહુ) ત્યાગ કરો (દૌલત) હે દૌલતરામ ! (નિજ આતમ) પોતાના આત્મામા (અબ) હવે (સુપાગ) સારી રીતે લીન થાઓ

**ભાવાર્થઃ**— આત્મ હિતૈષી જીવે પૂર્વોક્ત મિથ્યા ચારિત્રનો ત્યાગ કરીને આત્મ કલ્યાણના માર્ગમાં લાગવું જોઈએ. પંડિત દૌલતરામજી પોતાના આત્માને સંબોધી કહે છે કે હે આત્મન્! સંસારની જંજાલ (દંદફંદ, ઉલઝન,) માં ભટકવું છોડી દઈને સાવધાનીથી આત્મસ્વરૂપમાં લીન થા.

## બીજી ઢાળનો સારાંશ

આ જીવ મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્રને વશ થઈને ચાર ગતિમાં વારંવાર પરિભ્રમણ કરીને, જાતજાતનાં દુઃખો ભોગવી રહ્યો છે. જ્યાં સુધી એનાથી દેહ છૂટો નહિ થાય ત્યાં સુધી સુખ, શાન્તિ અને આત્માનો ઉદ્ધાર થઈ શકતો નથી.

ખોટી શ્રદ્ધા કરવી તેને મિથ્યાદર્શન કહે છે. તેના ઉદયથી આ જીવ આત્મ સ્વરૂપની વિપરીત શ્રધ્ધા કરીને શરીરને જ આત્મા માને છે. સાચા અને ખોટા સ્વરૂપની તેને ઓળખાણ રહેતી નથી. સારાંને ખરાબ અને ખરાબને સારૂં, સુખને દુઃખ અને દુઃખને સુખ, હિતને અહિત, અને અહિતને હિત માને છે. જે કુગુરુ, કુદેવ અને કુધર્મની શ્રદ્ધા, પૂજા, તથા વિનય અનંત સંસારનું કારણ અને દુઃખદાયક છે, તેને પોતાનું કર્તવ્ય સમજીને પોતાના દુર્લભ જીવનને નષ્ટ કરે છે, જેથી પોતાના

હાથે પોતાના જ જીવન ઉપર કુવાડો મારી અનંત સંસારમાં ભ્રમણ કરે છે

પર નિમિત્તને લક્ષે પોતે વિપરીત જ્ઞાન કરવું તે મિથ્યાજ્ઞાન કહેવાય છે અને પોતાની મેળે તથા પર ઉપદેશ વિગેરેથી વિષય ભોગોમાં પ્રવૃત્તિ તથા ખોટા આડમ્બરના કામો કરવા તેને મિથ્યાચારિત્ર કહે છે આથી આત્માનું હિત ઇચ્છનાર પ્રાણીએ એ ત્રણેનો ત્યાગ કરીને આત્મહિતના માર્ગમાં આગળ વધવું જોઇએ કારણ કે સંસારમાં ભટકીને અનંત જન્મ ધારણ કરીને અનંતકાળ ગુમાવ્યો હવે તો સાવધાન થઇને આત્મોદ્ધાર કરવો જોઇએ

## બીજી ઢાળનો ભેદ સંગ્રહ

ઇંદ્રિય વિષય- પર્શ, રસ, ગંધ વર્ણ અને શબ્દ

તત્વ જીવ અ[illegible] ા,

મોક્ષ

દ્રવ્ય–દ્રવ

મિથ્યાદર્શ

મિથ્ય

(નિસર્ગજ)

મિથ્યાચારિ

મહાદુ ખ

વિમાનના

## દ્વિતીય ઢાળનું લક્ષણ સંગ્રહ

**અનેકાન્ત**=ભિન્ન ભિન્ન ધર્મોની અપેક્ષાથી, એક વસ્તુનો વિરોધ રહિત અનેક ધર્માત્મક કથન કરવાવાળો સિદ્ધાંત

**અમૂર્તિક**=રૂપ, રસ, ગંધ અને સ્પર્શ વિનાની વસ્તુ

**આત્મા**=જાણવું અને દેખવું અથવા જ્ઞાન—દર્શન શક્તિવાળી વસ્તુને આત્મા કહેવામાં આવે છે

**ઉપયોગ**=જીવની જ્ઞાન-દર્શન અથવા જાણવા દેખવાની શક્તિ

**એકાન્તવાદ**=અનેક ધર્મોની સત્તાની અપેક્ષા નહિ કરતાં, વસ્તુને એક જ રૂપથી નિરૂપણ કરવી.

**દર્શનમોહ**=આત્માના સમ્યક્દર્શન ગુણને ઘાત કરનાર (નિમિત્તરૂપ) કર્મ

**દ્રવ્યહિંસા**=ત્રસ અને સ્થાવર પ્રાણીઓનો ઘાત કરવો

**ભાવહિંસા***=રાગ અને દ્વેષ વિગેરે વિકારોની ઉત્પત્તિ

**મિથ્યાદર્શન**=જીવાદિ તત્ત્વોની વિપરીત શ્રદ્ધા

**મૂર્તિક**=રૂપ, રસ, ગંધ અને સ્પર્શ સહિત વસ્તુ

---

*अप्रादुर्भावः खलु रागादिनां भवत्यहिंसेति ।
तेषामेवोत्पत्ति-हिंसेति जिनागमस्य स क्षेप ॥पु० सि०॥४४॥

અર્થ – ખરેખર રાગાદિ ભાવોનું પ્રગટ ન થવું તે અહિંસા છે અને તે રાગાદિ ભાવોની ઉત્પત્તિ થવી તે હિંસા છે એવું જૈનશાસ્ત્રનું ટુંકું રહસ્ય છે.

હાથે પોતાના જ જીવન ઉપર કુવાડો મારી અનંત સંસારમાં ભ્રમણ કરે છે

પર નિમિત્તને લઇને પોતે વિપરીત જ્ઞાન કરવું તે મિથ્યાજ્ઞાન કહેવાય છે અને પોતાની મેળે તથા પર ઉપદેશ વિગેરેથી વિષય ભોગોમાં પ્રવૃત્તિ તથા ખોટા આડમ્બરના કામો કરવા તેને મિથ્યાચારિત્ર કહે છે આથી આત્માનું હિત ઈચ્છનાર પ્રાણીએ એ ત્રણેનો ત્યાગ કરીને આત્મ હિતના માર્ગમાં આગળ વધવું જોઇએ કારણ કે સંસારમાં ભટકીને અનંત જન્મ ધારણ કરીને અનંતકાળ ગુમાવ્યો હવે તો સાવધાન થઇને આત્મોદ્ધાર કરવો જોઈએ

### બીજી ઢાળનો ભેદ સંગ્રહ

ઇન્દ્રિય વિષય સ્પર્શ, રસ, ગંધ વર્ણ અને શબ્દ

તત્ત્વ જીવ અજીવ આસ્રવ બંધ સંવર નિર્જરા, મોક્ષ

દ્રવ્ય જીવ પુદ્ગલ ધર્મ અધર્મ, આકાશ અને કાળ.

મિથ્યાદર્શન–ગૃહીત અગૃહીત

મિથ્યાજ્ઞાન ગૃહીત (બાહ્ય કારણ પ્રાપ્ત) અગૃહીત (નિસર્ગજ)

મિથ્યાચારિત્ર ગૃહીત અને અગૃહીત (નિસર્ગજ)

મહાદુઃખ જન્મ અને મરણ

વિમાનવાસી–કલ્પોપપન્ન અને કલ્પાતીત

વિગેરેની સેવાથી હાનિ, બીજી ઢાળમાં કહેવાયલી હકીકત, મરણ વખતે જીવને નીકળતો નહી દેખવાનું કારણ, મિથ્ય દૃષ્ટિની રુચિ, મિથ્યાદૃષ્ટિની અરુચિ, મિથ્યાદર્શન-જ્ઞાન-ચારિત્રની સત્તાનો કાળ, મિથ્યાદૃષ્ટિને દુઃખ આપનારી વસ્તુ, મિથ્યા-ધાર્મિક કાર્યો કરવાથી હાનિ, અને સાત તત્ત્વોની વિપરીત શ્રદ્ધાના પ્રકાર વિગેરેનું સ્પષ્ટ વર્ણન કરો

૪ આત્મહિત, આત્મ શકિતનું વિસ્મરણ, ગૃહીત મિથ્યાત્વ, જીવની ઓળખાણ ન થવા દેવી, તત્ત્વનું પ્રયોજન, દુઃખ, મોક્ષ સુખની અપ્રાપ્તિ અને સંસાર પરિભ્રમણના કારણો દર્શાવો

૫ મિથ્યાદૃષ્ટિનો આત્મા, જન્મ અને મરણ કષ્ટદાયક વસ્તુ વિગેરેનો વિચાર દેખાડો

૬ કુગુરુ અને મિથ્યા ચારિત્ર વિગેરેના દૃષ્ટાંત દેખાડો

૭ કુગુરુ સેવન, કુધર્મ સેવન અને રાગાદિક ભાવો વિગેરેનું ફળ બતાવો મિથ્યાત્વ પર એક લેખ લખો

૮ અમુક શબ્દ, ચરણ અથવા છન્દના અર્થ અને ભાવાર્થ બતલાવો બીજી ઢાળનો સારાંશ કહો



## અન્તર પ્રદર્શન

૧ આત્મા અને જીવમા કાઇ અંતર નથી પર્યાય વાચક શબ્દ છે

૨ અગૃહીત (નિસર્ગજ) તો નિમિત્ત વિના થાય છે અને ગૃહીત બાહ્ય નિમિત્તથી થાય છે

૩ મિથ્યાત્વ અને મિથ્યાદર્શનમા કાંઇ તફાવત નથી માત્ર એક પર્યાયવાચક શબ્દો છે.

૪ સુગુરુમા રાગ દ્વેષ વિગેરે હોતા નથી પરંતુ કુગુરુમા રાગ દ્વેષ વિગેરે ભાવ છે. વિદ્યાગુરુ ને સુગુરુ અને કુગુરુથી જુદી વ્યક્તિ છે. મોક્ષમાર્ગના સમજાવનાર મુક્તિ માર્ગના દર્શક સુગુરુ હિતકારી છે

## બીજી ઢાળની પ્રશ્નાવલી

૧ અગૃહીત મિથ્યા ચારિત્ર, અગૃહીત મિથ્યા જ્ઞાન, અગૃહીત મિથ્યાદર્શન, કુદેવ, કુગુરુ, કુધર્મ, ગૃહીત મિથ્યા દર્શન, ગૃહીત મિથ્યા જ્ઞાન, ગૃહીત મિથ્યા ચારિત્ર, છ દ્રવ્યો અને મિથ્યા દૃષ્ટિની અપેક્ષાએ જીવ એ બધાનુ લક્ષણ બતાવો

૨ મિથ્યાત્વ અને મિથ્યાદર્શનમા અગૃહીત (નિસર્ગજ) અને ગૃહીત (બાહ્ય કારણોના નિમિત્ત થી થતુ) તેમા, આત્મા અને જીવમા અને સુગુરુ કુગુરુ અને વિદ્યાગુરુમા શુ તફાવત છે તે દર્શાવો

૩ અગૃહીતનુ નામાન્તર, આત્મહિત માર્ગ, એકેન્દ્રિયને જ્ઞાન ન માનવાથી નુકસાન, કુદેવ

ભાવાર્થ:-આત્માનુ કલ્યાણ સુખ પ્રાપ્તિ છે આકુળતા (ચિતા, શલ્ય, તૃષ્ણા અથવા સકલેશ) નુ મટી જવુ તે સાચુ સુખ છે, કારણ કે અપરિમિત ધન દૌલત પણ કેમ ન હોય છતા પણ જ્યા સુધી આકુળતા (ચિતા, શલ્ય અથવા તૃષ્ણા) મટતી નથી ત્યા સુધી તે, શરીરમા લાગેલી ફાસની માફક દુખ દેનારી છે અને બધા (માનેલા) સુખને દુખ રૂપ કરે છે.

આ આકુળતાનો અભાવ માત્ર મોક્ષમા જ થાય છે માટે સુખની ઇચ્છા રાખનારે મોક્ષમાર્ગ ઉપર ચાલવુ જોઇએ સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણેની એકતા* મોક્ષનો માર્ગ છે તે બે પ્રકારનો છે એક નિશ્ચય મોક્ષમાર્ગ અને બીજો વ્યવહાર મોક્ષમાર્ગ, એમા જે પરમાર્થ (વાસ્તવિક) સ્વરૂપ છે તે નિશ્ચય (શુદ્ધ અથવા મુખ્ય) મોક્ષમાર્ગ છે અને જે નિશ્ચય

---

*સમ્યગ્દર્શન આદિ ત્રણેનો સમુદાય તે જ મોક્ષમાર્ગ છે જુદો જુદો નથી જેવી રીતે વાનો વિશ્વાસ, જ્ઞાન અને સેવનમા કોઇ એક પણ ન હોય તો નિરોગતા થતી નથી એવી જ રીતે જુદુ જુદુ સમ્યગ્દર્શન આદિ હોય તો મોક્ષમાર્ગ નથી હોતો આ વિષે આધગો પામગો અને આગસુનુ દ્રષ્ટાત છે તે બીજા ગ્રથમાથી જાણવુ

# ત્રીજી ઢાળ

### ગાથા ૧

**આત્મહિત સાચું સુખ અને બે પ્રકારના મોક્ષમાર્ગનું લક્ષણ**

आतम को हित है सुख, सो सुख आकुलता बिन कहिये।
आकुलता शिवमांहि न तातैं, शिव मग लाग्यो चहिये ॥
सम्यग्दर्शन-ज्ञान चरन शिव मग सो दुविध विचारो॥
जो सत्यारथ रूप सो निश्चय, कारण सो व्यवहारो ॥

અન્વયાર્થ‌‌‌ -(આતમકો) આત્માનું (હિત) કલ્યાણ (હૈ સુખ) સુખની પ્રાપ્તિમાં છે (સો સુખ) તે સુખ (આકુલતા બિન) આકુલતા વગરનું (કહિયે) કહેવાય છે (આકુલતા) આકુળતા (શિવમાંહિ) મોક્ષમાં (ન) નથી (તાતેં) તેથી (શિવ-મગ) મોક્ષ માર્ગમાં (લાગ્યો) લાગવું (ચહિયે) જોઈએ સમ્યગ્દર્શનજ્ઞાનચરને) સમ્યગ્દર્શન-જ્ઞાન અને ચારિત્ર એ ત્રણેની એકતા તે (શિવમગ) મોક્ષનો માર્ગ છે (સો) તે મોક્ષમાર્ગ (દુવિધ) બે પ્રકારનો (વિચારો) કહેવાય છે (જો) જે (સત્યારથરૂપ) વાસ્તવિક સ્વરૂપ છે (સો) તે (નિશ્ચય) નિશ્ચય મોક્ષમાર્ગ છે અને (કારણ) જે નિશ્ચય મોક્ષમાર્ગનું કારણ છે (સો) તેને (વ્યવહારો) વ્યવહાર મોક્ષમાર્ગ કહે છે

**ભાવાર્થઃ**—આત્માનું કલ્યાણ સુખ પ્રાપ્તિ છે. આકુળતા (ચિંતા, શલ્ય, તૃષ્ણા અથવા સંક્લેશ) નું મટી જવું તે સાચું સુખ છે, કારણ કે અપરિમિત ધન દૌલત પણ કેમ ન હોય છતાં પણ જ્યાં સુધી આકુળતા (ચિંતા, શલ્ય અથવા તૃષ્ણા) મટતી નથી ત્યાં સુધી તે, શરીરમાં લાગેલી ફાંસની માફક દુઃખ દેનારી છે. અને બધા [માનેલા) સુખને દુઃખ રૂપ કરે છે.

આ આકુળતાનો અભાવ માત્ર મોક્ષમાં જ થાય છે. માટે સુખની ઇચ્છા રાખનારે મોક્ષમાર્ગ ઉપર ચાલવું જોઇએ. સમ્યગ્દર્શન—સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણેની એકતા* મોક્ષનો માર્ગ છે. તે બે પ્રકારનો છે. એક નિશ્ચય મોક્ષમાર્ગ અને બીજો વ્યવહાર મોક્ષમાર્ગ. એમાં જે પરમાર્થ (વાસ્તવિક) સ્વરૂપ છે તે નિશ્ચય (શુદ્ધ અથવા મુખ્ય) મોક્ષમાર્ગ છે. અને જે નિશ્ચય

---

*સમ્યગ્દર્શન આદિ ત્રણેનો સમુદાય તે જ મોક્ષમાર્ગ છે, જુદો જુદો નથી. જેવી રીતે દવાનો વિશ્વાસ, જ્ઞાન અને સેવનમાં કાંઇ એક પણ ન હોય તો નિરોગતા થતી નથી એવી જ રીતે જુદું જુદું સમ્યગ્દર્શન આદિ હોય તો મોક્ષમાર્ગ નથી હોતો. આ વિષે આંધળો પાંગળો અને આળસુનું દ્રષ્ટાંત છે. તે બીજા ગ્રંથમાંથી જાણવું.

માર્ગનું કારણ છે તે વ્યવહાર (અશુદ્ધ, ગૌણ અથવા ઉપચાર) મોક્ષમાર્ગ કહેવાય છે

## ગાથા ૨

### નિશ્ચય સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રનું સ્વરૂપ

परद्रव्यनतैं भिन्न आपमें, रुचि सम्यक्त्व भला है ।
आपरूप को जानपनो सो, सम्यग्ज्ञान कला है ॥
आपरूप में लीन रहे थिर, सम्यक्चारित सोई ।
अब व्यवहार मोक्ष–मग सुनिये, हेतु नियत को होई ॥

**અન્વયાર્થ** :–(આપમેં) આત્મામાં (પરદ્રવ્યનતૈં) પરવસ્તુઓથી (ભિન્ન) જુદી (રુચિ) શ્રદ્ધા કરવી તે (ભલા) નિશ્ચય (સમ્યક્ત્વ) સમ્યગ્દર્શન છે (આપ રૂપકો) આત્માના સ્વરૂપને (પરદ્રવ્યનતૈં ભિન્ન) પરવસ્તુઓથી જુદું (જાનપનો) જાણવું (સો) તે (નિશ્ચય સમ્યગ્જ્ઞાન) નિશ્ચય સમ્યગ્જ્ઞાનનો (કલા) પ્રકાશ (હૈ) છે (પર દ્રવ્યનતૈં ભિન્ન) પર દ્રવ્યોથી ભિન્ન એટલે જુદા થઈને (આપરૂપમેં) આત્મ સ્વરૂપમાં (થિર) સ્થિરતાપૂર્વક (લીન રહે) લીન થવું તે (સમ્યક્ચારિત્ર) નિશ્ચય સમ્યક્ચારિત્ર (હોઈ) છે. (અબ) હવે (વ્યવહાર મોક્ષ–મગ) વ્યવહાર મોક્ષમાર્ગ (સુનિયે) સાંભળો કે જે વ્યવહાર મોક્ષમાર્ગ (નિયતકો) નિશ્ચય મોક્ષમાર્ગનું (હેતુ) કારણ (હોઈ) [ઉપચારથી] છે

ભાવાર્થ:-પુદ્ગલ વિગેરે પર પદાર્થોથી જુદો, આત્માનો અટળ વિશ્વાસ કરવો તે નિશ્ચય સમ્યગ્દર્શન કહેવાય છે આત્માને પર વસ્તુઓથી જુદો જાણવો (જ્ઞાન કરવુ) તે નિશ્ચય સમ્યક્જ્ઞાન કહેવાય છે. તથા પરદ્રવ્યોને છોડીને આત્મ સ્વરૂપમા એકાગ્રતાથી મગ્ન થવુ તે નિશ્ચય-સમ્યક્ચારિત્ર (યથાર્થ આચરણ) કહેવાય છે હવે આગળ નિશ્ચય મોક્ષમાર્ગની પ્રાપ્તિ કરાવવાવાળા [કારણ સ્વરૂપ] વ્યવહાર મોક્ષમાર્ગનુ કથન કહેવામા આવે છે

## ગાથા ૩

વ્યવહાર સમ્યક્ત્વ (સમ્યગ્દર્શન) નું સ્વરૂપ

जीव अजीव तत्त्व अरु आस्रव, बंध रु संवर जानो ।
निर्जर मोक्ष कहे जिन तिनको, ज्यों का त्यों सरधानो ॥
है सोई समकित व्यवहारी, अब इन रूप बखानो ।
तिनको सुन सामान्य विशेषैं, दिढ प्रतीत उर आनो ॥

અન્વયાર્થ જિનેદ્ર દેવે (જીવ) જીવ (અજીવ) અજીવ (આસ્રવ) આસ્રવ (બંધ) બંધ (સંવર) સંવર (નિર્જર) નિર્જરા (અરુ) અને (મોક્ષ) મોક્ષ (તત્ત્વ) એ સાત તત્ત્વો (કહે) કહ્યા છે, (તિનકો) તે બધાને (જ્યોં કા ત્યોં) જેમ કહ્યા છે તેમ યથાર્થ (સરધાનો) શ્રદ્ધા કરો (સોઈ) એવી રીતે શ્રદ્ધા કરવી તે (વ્યવહારી) વ્યવહારથી (સમકિત) સમ્યગ્દ

શંન (હૈ) છે. (અબ) હવે (ઈન રૂપ) એ સાત તત્ત્વોનું સ્વરૂપ (વખાનો) કહું છું. (તિનકો) તે સાત તત્ત્વોને (સામાન્ય) સામાન્ય અને (વિશેષૈં) વિશેષ રૂપથી (સુન) સાંભળીને (ઉર) મનમાં (દિઢ) અટળ, (પ્રતીત) શ્રદ્ધા (આનો) કરવી જોઈએ.

ભાવાર્થઃ-જિનેંદ્ર ભગવાને જીવ, અજીવ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ સાત તત્ત્વો જેમ કહ્યાં છે તેને જેમ કહ્યાં છે તેમ, અટળ શ્રદ્ધા કરવી તે વ્યવહાર સમ્યગ્દર્શન કહેવાય છે. હવે આગળ એ સાત તત્ત્વોના સ્વરૂપનું સામાન્ય અને વિશેષરૂપથી વર્ણન કરવામાં આવે છે; તેને સાંભળીને પોતાના મનમાં તેનો અટળ વિશ્વાસ કરવો જોઈએ, જેથી વ્યવહાર સમકિતની પ્રાપ્તિ થાય.

### ગાથા ૪

જીવના ભેદ, બહિરા

बहिरातम अन्तर
देह जीव को ए
उत्तम मध्यम ज
द्विविध संग बिन शु

અન્વયાર્થ
આતમ) અન્તર

[એપ્રકારે](જીવ)જીવ(ત્રિધા) ત્રણ પ્રકારના (હૈ) છે, તેમા (દેહ જીવકો) શરીર અને આત્માને (એકગિનૈ)એક માને છે (સો) તે (બહિરાતમ) બહિરાત્મા છે અને [તે બહિરાત્મા] (તત્ત્વસુધા) સાચા તત્ત્વોનો અજાણ અર્થાત્ મિથ્યાદૃષ્ટિ છે (આતમજ્ઞાની) આત્માને પર વસ્તુઓથી જુદો નિશ્ચય કરવાવાળો (અન્તર આત્મા) અન્તરાત્મા [ કહેવાય છે, તે ] (ઉત્તમ) ઉત્તમ (મધ્યમ) મધ્યમ અને (જઘન) જઘન્ય એમ (ત્રિવિધ) ત્રણ પ્રકારના છે, તેમા (દ્વિવિધ) અ તરંગ અને બહિરંગ એ બે પ્રકારના (સ ગવિન) પરિગ્રહ રહિત (શુધ ઉપયોગી) શુદ્ધ ઉપયોગી (નિજ ધ્યાની) આત્મ ધ્યાની (મુનિ) દિગમ્બર મુનિ (ઉત્તમ) ઉત્તમ (અન્તરાત્મા છે)

ભાવાર્થ – જીવ (આત્મા) ત્રણ પ્રકારના છે (૧) બહિરાત્મા (૨) અન્તરાત્મા (૩) પરમાત્મા તેમા શરીર ને આત્માને એક માને છે તેને બહિ-રાત્મા કહે છે, તેને અવિવેકી અથવા મિથ્યાદૃષ્ટિ પણ કહે છે જે શરીર અને આત્માને પોતાના ભેદવિજ્ઞાનથી જુદાજુદા માને છે તે અન્તરાત્મા અર્થાત્ સમ્યગ્દૃષ્ટિ છે એ અ તરાત્માના ત્રણ ભેદ છે ઉત્તમ, મધ્યમ અને જઘન્ય તેમા અ તરંગ અને બહિરંગ એ બન્ને પ્રકારના પરિગ્રહથી રહિત ૭-૮-૯-૧૦-૧૧-૧૨ મા ગુણસ્થાનમા વર્તતા

શુદ્ધ-ઉપયોગી અને આત્મધ્યાની દિગમ્બર મુનિ ઉત્તમ અંતરાત્મા છે.

### ગાથા ૫

**મધ્યમ અને જઘન્ય અંતરાત્મા તથા સકલ પરમાત્મા**

मध्यम अन्तर आतम हैं जे, देशव्रती अनगारी ।
जघन कहे अविरत समदृष्टि, तीनों शिवमगचारी ॥
सकल निकल परमातम द्वैविध, तिनमें घाति निवारी ।
श्री अरिहन्त सकल परमातम, लोकालोक निहारी ॥

**અન્વયાર્થ:**—(અનગારી) ગૃહ આદિ પરિગ્રહ રહિત, છઠ્ઠા ગુણસ્થાનવર્તી મુનિ અને (દેશવ્રતી) બારવ્રતને ધારણ કરનાર શ્રાવક (મધ્યમ) મધ્યમ (અન્તર આતમ) અન્તરાત્મા (હૈં) છે અને (અવિરત) બાર વ્રત રહિત (સમ દૃષ્ટિ) સમ્યગ્દૃષ્ટિ જીવ (જઘન) જઘન્ય અન્તરાત્મા (કહે) કહેવાય છે (તીનોં) એ ત્રણે (શિવમગચારી) મોક્ષમાર્ગ પર ચાલવા વાળા છે. (સકલ નિકલ) સકલ અને નિકલના ભેદથી (પરમાતમ) પરમાત્મા (દ્વૈવિધ) બે પ્રકારના છે (તિનમેં) તેમાં (ઘાતિ) ચાર પ્રકારનાં ઘાતી કર્મોને (નિવારી) નાશ કરવાવાળાં (લોકાલોક) લોક અને અલોકને (નિહારી) જાણવા દેખવાવાળા (શ્રી અરિહંત) અન્તરંગ અને બહિરંગ લક્ષ્મી સહિત અરિહંત પરમેષ્ઠી (સકલ) સકલ (પરમાતમ) પરમાત્મા છે.

ભાવાર્થ:-શુભોપયોગી ગૃહાદિ પરિગ્રહ રહિત* છઠ્ઠા ગુણસ્થાનવર્તી મુનિ તથા બાર વ્રતના પાલક પાંચમા ગુણસ્થાનવર્તી શ્રાવક મધ્યમ અંતરાત્મા છે અને વ્રતરહિત ચોથા ગુણસ્થાનવર્તી સમ્યક્ દૃષ્ટિ જીવ જઘન્ય અંતરાત્મા છે આ ત્રણે અંતરાત્મા મોક્ષમાર્ગ પર ચાલવાવાળા છે. સકલ[1] (શરીર અને કર્મ સહિત) અને નિકલ[2](શરીર અને કર્મ રહિત) એવા ભેદથી પરમાત્મા બે પ્રકારના છે, તેમા જ્ઞાનાવરણાદિ ચાર ઘાતીકર્મોનો નાશ કરવાવાળા તથા લોક અને અલોકના પદાર્થોના જ્ઞાતા-દૃષ્ટા, અન્તરંગ અને બહિરંગ* લક્ષ્મી સહિત અરિહંત પરમેષ્ઠી સકલ પરમાત્મા કહેવાય છે.

## ગાથા ૬

### નિકલ પરમાત્માનું લક્ષણ અને પરમાત્માના ધ્યાનનો ઉપદેશ

---

* सावयगुणेहि जुत्ता, पमत्तविरदा य मज्झिमा होति ।
श्रावकगुणैस्तु युक्ता, प्रमत्तविरताश्च मध्यमा सन्ति ॥१९६॥

શ્રાવક અને પ્રમત્ત વિરત મુનિ મધ્યમ અન્તરાત્મા છે
[ સ્વામીકાર્તિકેયાનુપ્રેક્ષા ]

* અનંત ચતુષ્ટય અન્તરંગ લક્ષ્મી કહેવાય છે તથા સમવસરણાદિ બહિરંગ લક્ષ્મી કહેવાય છે

૧ સ=સહિત કલ=શરીર, સકલ એટલે શરીર સહિત.
૨ નિ=રહિત કલ=શરીર, નિકલ એટલે શરીર રહિત

ज्ञानशरीरी त्रिविध कर्म,-मल वर्जित सिद्ध महंता।
ते हैं निकल अमल परमात्मा, भोगैं शर्म अनंता ॥
बहिरातमता हेय जानि तजि, अन्तर आतम हूजै।
परमातम को ध्याय निरन्तर, जो नित आनंद पूजै ॥

**અન્વયાર્થ** -(જ્ઞાનશરીરી) જ્ઞાન માત્ર જેનું શરીર છે એવા, (ત્રિવિધ) જ્ઞાનાવરણાદિ દ્રવ્ય કર્મ, રાગાદિ ભાવકર્મ, અને ઔદારિક શરીર વિગેરે નોકર્મ, એ ત્રણ પ્રકારના (કર્મમલ) કર્મરૂપી મેલથી (વર્જિત) રહિત, (અમલ) નિર્મળ અને (મહંતા) પૂજ્ય (સિદ્ધ) સિદ્ધ પરમેષ્ઠી (નિકલ) નિકલ (પરમાત્મ) પરમાત્મા છે તે (અનન્તા) અપરિમિત (શર્મ) સુખને (ભોગે) ભોગવે છે આ ત્રણમાં (બહિરાતમતા) બહિરાત્મપણાને (હેય) છોડવા યોગ્ય (જાનિ) જાણીને અને (તજી) તેને તજીને (અન્તર આતમ) અન્તરાત્મા (હૂજે) થવુ જોઇએ અને (નિરન્તર) સદા (પરમાતમકો) પરમાત્માનું (ધ્યાય) ધ્યાન કરવુ જોઇએ (જો) જે પરમાત્માનુ ધ્યાન (નિત) નિત્ય અર્થાત્ અનંત (આનંદ) આનંદ (પૂજે) પ્રાપ્ત કરાવે છે

**ભાવાર્થઃ**-ઔદારિક આદિ શરીર રહિત, શુદ્ધ જ્ઞાનમય, દ્રવ્ય-ભાવ-નોકર્મ રહિત, નિર્દોષ અને પૂજ્ય સિદ્ધ પરમેષ્ઠી 'નિકલ' પરમાત્મા કહેવાય છે. તે સમસ્ત કર્મોના વિનાશથી અનંતકાલ સુધી

અનંત સુખનો અનુભવ કર્યા કરે છે. આ ત્રણમાં બહિરાત્માપણું મિથ્યાત્વ સહિત હોવાથી હેય [છોડવા યોગ્ય] છે તેથી આત્મ હિતેચ્છુએ તેને છોડીને અન્તરાત્મા [સમ્યગ્દષ્ટિ] બનીને પરમાત્માનું ધ્યાન કરવું જોઈએ, કારણકે તેથી હમેશાં [અનંત] આનંદ [મોક્ષ] ની પ્રાપ્તિ થાય છે.

## ગાથા ૭

### અજીવ, પુદ્ગલ, ધર્મ અને અધર્મ દ્રવ્યનું લક્ષણ અને ભેદ

चेतनता-विन सो अजीव है, पंच भेद ताके हैं ।
पुद्गल, पंच वरन-रस, गंध-दो फरस वसू जाके हैं ॥
जिय पुद्गलको चलन सहाई, धर्म द्रव्य, अनरूपी ।
तिष्ठत होय अधर्म सहाई, जिन बिन-मूर्ति निरूपी ॥

**અન્વયાર્થ:**– જે (ચેતનતા વિન) ચેતના રહિત છે (સો) તે (અજીવ) અજીવ છે (તાકે) તે અજીવનાં (પંચ) પાંચ (ભેદ) ભેદ (હૈં) છે (જાકે) જેમાં (પંચ) પાંચ-પાંચ (વરનરસ) વર્ણ અને રસ, (દો) બે (ગંધ) ગંધ અને (વસૂ) આઠ (ફરસ) સ્પર્શ (હૈં) હોય છે તે (પુદ્ગલ) પુદ્ગલ દ્રવ્ય છે. જે (જીય) જીવને અને (પુદ્ગલકો) પુદ્ગલને (ચલન સહાઈ) ચાલવામાં ઉદાસીન સહકારી અને (અનરૂપી) અમૂર્તિક છે તે (ધર્મ) ધર્મદ્રવ્ય છે. જે

(તિષ્ઠત) સ્થિર થયેલા [જીવ અને પુદ્ગલને] (સહાઈ) સહકારી (હોય) થાય છે તે (અધર્મ) અધર્મદ્રવ્ય છે. (જિન) જિનેંદ્ર ભગવાને આ અધર્મદ્રવ્યને (બિનમૂર્તિ) અમૂર્તિક, (નિરૂપી) કહ્યું છે.

ભાવાર્થઃ-જેમાં ચેતના (જ્ઞાન દર્શન અથવા જાણવા દેખવાની શકિત ) નથી હોતી તેને અજીવ કહે છે. આ અજીવના પાંચ ભેદ છે-પુદ્ગલ, ધર્મ, * અધર્મ, આકાશ અને કાળ. જેમાં રૂપ, રસ, ગંધ અને સ્પર્શ હોય છે તેને પુદ્ગલ દ્રવ્ય કહે છે. જે સ્વયં ચાલે છે એવાં જીવ અને પુદ્ગલને ચાલવામાં સહકારી ( ઉદાસીન નિમિત્ત કારણ) થાય છે તે ધર્મ દ્રવ્ય છે અને સ્વયં (પોતાની મેળે) સ્થિર રહેલા જીવ અને પુદ્ગલને સ્થિર રહેવામાં જે સહકારી (ઉદાસીન નિમિત્ત કારણ) થાય છે તે અધર્મ દ્રવ્ય છે. જિનેંદ્ર ભગવાને આ ધર્મ, અધર્મ દ્રવ્યને તથા હવે પછી કહેવામાં આવશે તે આકાશ અને કાળ દ્રવ્યને અમૂર્તિક (ઇંદ્રિય અગોચર) કહ્યાં છે.

---

* ધર્મ અને અધર્મથી આ પ્રકરણમાં પુણ્ય અને પાપ એમ ન સમજવું, પણ છ દ્રવ્યોમાં આવતાં અન્તર્ગત દ્રવ્યો જાણવાં; તથા બીજે કહેવામાં આવતાં ધર્મ અને અધર્મને શુભાશુભ કર્મનું ફળ, પુણ્ય અને પાપ જાણવું.

## ગાથા ૮

**આકાશ, કાળ અને આસ્રવના લક્ષણ અથવા ભેદ.**

सकल द्रव्यको वास जासमें, सो आकाश पिछानो।
नियत वर्तना निशिदिन सो व्यवहार काल परिमानो ॥
यों अजीव अब आस्रव सुनिये, मन-वच-काय त्रियोगा।
मिथ्या अविरत अरु कषाय पर,-माद सहित उपयोगा ॥

**અન્વયાર્થ**:-(જાસમેં) જેમાં (સકલ) સર્વ (દ્રવ્યકો) દ્રવ્યનો (વાસ) નિવાસ (હૈ) છે તે (આકાશ) આકાશ દ્રવ્ય (પિછાનો) જાણવું. (વર્તના) પોતે પલટે અને બીજાને પલટવામાં નિમિત્ત થાય તે (નિયત) નિશ્ચય કાળ દ્રવ્ય છે અને (નિશિદિન) રાત્રિ, દિવસ વિગેરે (વ્યવહાર) વ્યવહાર (કાલ) કાલદ્રવ્ય (પરિમાનો) જાણો. (યોં) આ પ્રકારે (અજીવ) અજીવ તત્ત્વનું વર્ણન થયું. (અબ) હવે (આસ્રવ) આસ્રવ તત્ત્વ (સુનિયે) સાંભળો. (મન-વચ-કાય) મન વચન અને કાયા એ (ત્રિયોગા) ત્રણે યોગની હાલવા ચાલવાની ક્રિયા અને (મિથ્યા) મિથ્યાત્વ (અવિરત) અવિરત (કષાય) કષાય (અરૂ) અને (પરમાદ) પ્રમાદ (સહિત) સહિત (ઉપયોગા) આત્માની પ્રવૃત્તિ તે (આસ્રવ) આસ્રવ તત્વ કહેવાય છે.

**ભાવાર્થ**:-જેમાં છ દ્રવ્યોનો નિવાસ છે તે

સ્થાનને આકાશ* કહે છે જે પોતાની મેળે પલટે છે તથા પોતાની મેળે પલટતા બીજા દ્રવ્યોને પલટવામા કુંભારના ચાકની ખીલી માફક સહાયક છે તેને 'નિશ્ચયકાળ'+ કહે છે લોક વ્યવહારમા ઉપયોગી રાત, દિવસ, ઘડી, , કલાક વગેરેને 'વ્યવહારકાળ' કહેવાય છે આવી રીતે અજીવ તત્ત્વનું વર્ણન થયુ હવે આસ્રવ તત્ત્વનુ વર્ણન કરે છે મન વચન અને કાયાની હાલવા ચાલવારૂપ ક્રિયાને આસ્રવ કહે છે તેના મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ અને યોગ એ પાંચ ભેદ છે

---

*જેવી રીતે કોઈ વાસણમા પાણી ભરીને તેમા ભસ્મ [રાખ] નાખવામા આવે તો તે સમાઇ જાય છે, પછી તેમા મિશ્રી-ખાંડ નાખવામા આવે તો તે પણ સમાઇ જાય છે પછી તેમા સોઈઓ નાખવામા આવે તો તે પણ સમાઇ જાય છે એવી રીતે આકાશમા પણ ખાસ અવગાહન શક્તિ છે જેથી તેમા સર્વ દ્રવ્યો રહી શકે છે એક દ્રવ્ય બીજા દ્રવ્યને રોકતુ નથી

+ये कालेन यन्निमित्ताः स्युः परिणामादिवृत्तयः ।
वर्तनालक्षणं तस्य कथयन्ति विपश्चितः ॥४१॥
व्यावहारिककालस्य परिणामस्तथा क्रिया ।
परत्वं चापरत्वं च लिङ्गान्याहुर्महर्षयः ॥४५॥
आत्मना वर्तमानानां द्रव्याणां निजपर्ययैः ।
वर्तनाकरणात्कालो भजते हेतुकर्तृताम् ॥४२॥

( અર્થ માટે જુઓ પાન ૬૧ )

ગાથા ૯.

આસ્રવ ત્યાગનો ઉપદેશ અને બંધ, સંવર, નિર્જરાનું લક્ષણ

ये ही आतमको दुखकारण, तातें इनको तजिये ।
जीव प्रदेश बंधैं विधिसों सो, बंधन कबहुं न सजिये ॥
शम-दमतें जो कर्म न आवें, सो संवर आदरिये ।
तप-बलतें विधि-झरन निरजरा, ताहि सदा आचरिये ॥

અન્વયાર્થ:- (યેહી) આ મિથ્યાત્વાદિ જ (આતમકો) આત્માને (દુઃખ કારણ) દુઃખનું કારણ છે (તાતેં) તેથી (ઇનકો) આ મિથ્યાત્વાદિને (તજિયે) છોડી દેવું જોઈએ. (જીવપ્રદેશ) આત્માના પ્રદેશોનું (વિધિસોં) કર્મોથી (બંધૈ) બંધાવું તે (બંધન) બંધ કહેવાય છે. (સો) આ બંધ

અર્થ:-જેના નિમિત્તથી પરિણામ ક્રિયા વિગેરે થાય છે તથા વર્તના જેનું લક્ષણ છે તેને કાળ કહેવાય છે. આ કાળ બે પ્રકારનો છે. ૧-નિશ્ચય ૨-વ્યવહાર. તેમાં નિશ્ચય તો યથાર્થ છે પણ વ્યવહાર કલ્પિત છે. પરિણામ, ક્રિયા, નવું અને જુનું એ વ્યવહારકાળનું ચિન્હ છે. અને પોતાની સ્વપર્યાયો મારફત પરિણમન કરવાવાળા બધાં દ્રવ્યોનાં પરિણમનમાં જે ઉદાસીન કારણ છે તેને 'નિશ્ચયકાળ' કહેવામાં આવે છે. તે દ્રવ્યોના પરિવર્તનમાં હેતુરૂપ કર્તા કહેવામાં આવે છે-[તત્ત્વાર્થસાર અજીવાધિકાર.]

સંક્ષેપમાં (કહિયે) કહેવામાં આવે છે કારણ કે (બિના જાનેતૈં) તે જાણ્યા વિના (બિના) દોષોને (કૈન) કેવી રીતે (તજિયે) છોડીએ, અને (ગુનન કો) ગુણોને કેવી રીતે (ગહિયે) ગ્રહણ કરીએ ?

ભાવાર્થ–૮ મદ, ૩ મૂઢતા, ૬ અનાયતન (અધર્મ સ્થાન) અને ૮ શંકાદિક–આ પ્રમાણે સમ્યક્ત્વના ૨૫ દોષ છે સંવેગ, અનુકંપા, આસ્તિક્ય અને પ્રશમ એ ચાર સમ્યક્ત્વની ભાવનાઓ છે સમ્યક્ત્વના અભિલાષી જીવે આ સમકિતના પચીસ દોષોનો ત્યાગ કરીને, તે ભાવનાઓમાં મન લગાવવું જોઈએ હવે સમ્યક્ત્વના આઠ ગુણો (અંગો) અને ૨૫ દોષોનું સંક્ષેપમાં વર્ણન કરવામાં આવે છે, કારણ કે જાણ્યા વગર તથા સમજ્યા વગર દોષોને કેવી રીતે છોડી શકાય અને ગુણોને કેવી રીતે ગ્રહણ કરી શકાય ?

### ગાથા ૧૨

**સમ્યક્ત્વના ૮ અંગો (ગુણો) અને શંકાદિક આઠ દોષોનું લક્ષણ**

जिन वचन शंका न धार, वृष मानै ।
मुनितन मलिन न देख ॥
निजगुण अरु
मादिक

## ગાથા ૧૩ [પૂર્વાર્ધ]

धर्मीसों गौ-वच्छ-प्रीति सम, कर जिनधर्म दिपावैं ।
इन गुणतैं विपरीत दोष वसु, तिनको सतत खिपावैं ॥

અન્વયાર્થ -૧-(જિનવચમેં) સર્વજ્ઞદેવે કહેલા તત્ત્વોમાં (શંકા) સંશય-સંદેહ (ન ધાર) ધારણ ન કરવો તે [નિઃશંકિત અંગ છે], ૨-(વૃષ) ધર્મને (ધાર) ધારણ કરીને (ભવસુખ વાંછા) સંસારના સુખની ઇચ્છા (ભાનૈ) કરે નહિ [તે નિઃકાંક્ષિત ગુણ છે] ૩-(મુનિતન) મુનિઓના શરીર વિગેરે (મલિન) મલિન (દેખ) દેખીને (ન ઘિનાવૈ) ઘૃણા ન કરવી [તે નિર્વિચિકિત્સા અંગ છે] ૪-(તત્ત્વ કુતત્ત્વ) સાચા અને જુઠા તત્ત્વોની (પિછાનૈ) ઓળખાણ [તે અમૂઢદૃષ્ટિ અંગ છે] ૫-(નિજગુણ) પોતાના ગુણોને (અરૂ) અને (પર ઔગુણ) બીજાના અવગુણને (ઢાંકે) છૂપાવે (વા) અને (નિજધર્મ) પોતાના આત્મધર્મને (બઢાના) વધારે અર્થાત્ નિર્મળ બનાવે [તે ઉપગુહન અંગ છે] ૬-(કામાદિક કર) કામ-વિકાર આદિ કારણોથી (વૃષતૈં) ધર્મથી (ચિગતે) ડગી જતા (નિજ-પરકો) પોતાને અને પરને (સુદિઢાવૈ) ફરીને એમાં દૃઢ કરે [તે સ્થિતિકરણ અંગ છે] ૭-(ધર્મીસોં) પોતાના સહધર્મીજનોથી (ગૌવચ્છ પ્રીતિસમ) વાછરડા ઉપર ગાયની પ્રીતિ માફક (કર) પ્રેમ રાખવો [તે વાત્સલ્ય અંગ છે], અને ૮-(જિનધર્મ) જૈનધર્મની (દિપાવૈ) શોભા વધારવી

તે [ પ્રભાવના અંગ છે]. (ઇનગુનતૈં) આ આઠ ગુણથી (વિપરિત) ઉલટાં (વસુ) આઠ (દોષ) દોષ છે, (તિનકો) તે દોષોને (સતત) હમેશાં (ખિપાઇં) દૂર કરવા જોઇએ.

ભાવાર્થઃ-[૧] તત્ત્વ આ જ છે, આમ જ છે, બીજું નથી અને બીજા પ્રકારે પણ નથી, આ પ્રમાણે યથાર્થ તત્ત્વોમાં અટળ શ્રદ્ધા થવી તે નિઃશંકિત અંગ કહેવાય છે.

નોંધ-અવ્રતીસમ્યગ્દૃષ્ટિ જીવ ભોગોને કદી પણ આદરવા યોગ્ય માનતા નથી. પણ જેવી રીતે કોઇ કેદી, કેદખાનામાં ઇચ્છા વગર પણ દુઃખ સહન કરે છે, તેવી રીતે આ પણ અપ્રત્યાખ્યાનાવરણ કષાયની પરાધીનતાથી ભોગોનું સેવન તથા ભય કરે છે; પોતાની મેળે ભોગોની ઇચ્છા અને ભય કરતા નથી, એટલે તેને નિઃશંકિત અને નિઃકાંક્ષિત અંગ હોવામાં કાંઇ વાંધો આવતો નથી.

[૨] ધર્મ સેવન કરવું એટલે કે સંસારના સુખોની ઇચ્છા ન કરવી, તેને નિઃકાંક્ષિત અંગ કહેવાય છે.

[૩] મુનિરાજ અથવા બીજા કોઇ ધર્માત્માના શરીરને મેલાં દેખીને ઘૃણા ન કરવી તેને નિર્વિચિકિત્સા અંગ કહે છે.

[૪] સાચા અને ખોટાં ... પરી

મૂઢતાઓ અને અનાયતનોમા ફસાવુ નહિ તે અમૂઢદૃષ્ટિ અગ છે

[૫] પોતાની પ્રશસા કરવાવાળા ગુણો અને બીજાની નિંદા કરવાવાળા દોષોને ઢાકવા તથા આત્મધર્મને વધારવો (નિર્મળ રાખવો—દૂષિત ન થવા દેવો) તે ઉપગૂહન અગ છે

નોધ ઉપગુહનનુ બીજુ નામ 'ઉપવૃહણ' પણ જિનાગમમા આવે છે, જેથી આત્મધર્મમા વૃદ્ધિ કરવી તેને પણ ઉપગુહન કહેવામા આવે છે તે જ શ્રી અમૃતચદ્રસૂરિએ પોતાના રચેના 'પુરુષાર્થ સિધ્ધિ ઉપાય શ્લોક ન. ૨૭ મા કહ્યુ છે –

धर्मो विवृधनीय, सदात्मनो माद वादिभावनया ।
परदोपनिगूहनमपि, विधेयमुपवृहणगुणार्थम् ॥

[૬] કામ, ક્રોધ, લોભ વિગેરે કોઇ પણ કારણે (સમ્યક્ત્વ અને ચારિત્રથી) ભ્રષ્ટ થતી વખતે, પોતાને અને બીજાને ફરીથી તેમા સ્થિર કરવો તે સ્થિતિકરણ અગ છે

[૭] પોતાના સહધર્મી પ્રાણી ઉપર, વાછરડા ઉપર ગાયની માફક, નિરપેક્ષ પ્રેમ કરવો તે વાત્સલ્ય અગ છે

[૮] અજ્ઞાન અધકારને હઠાવીને વિદ્યાબળ વિગેરેથી, શાસ્ત્રમા કહેલ યથાયોગ્ય રીતિ પ્રમાણે,

પોતાના સામર્થ્યથી જૈનધર્મનો પ્રભાવ પ્રગટ કરવો તે પ્રભાવના અંગ કહેવાય છે

આ કહ્યા અંગોથી ઉલટા ૧-શંકા, ૨-કાંક્ષા ૩ વિચિકિત્સા ૪ મૂઢ દૃષ્ટિ, ૫-અનુપગૂહન, ૬ અસ્થિતિકરણ ૭-અવાત્સલ્ય અને ૮-અપ્રભાવના, આ સમ્યક્ત્વના ૮ (આઠ) દોષ છે તેને હંમેશા દૂર કરવા જોઈએ

## ગાથા ૧૩ [ઉત્તરાર્ધ]

### નવ્યક ત્વના મદનામના આઠ દોષ

પિતા ભૂપ વા માતુલ નૃપ જો, હોય ન તો મદ ઠાનૈ।
મદ ન રૂપકો મદ ન જ્ઞાનકો ધન બલકો મદ ભાનૈ॥

## ગાથા ૧૪ [પૂર્વાર્ધ]

તપકો મદ ન મદ જુ પ્રભુતા કો કરૈ ન સો નિજ જાનૈ।
મદ ધારૈ તો યહી દોષ વસુ, સમકિત કો મલ ઠાનૈ॥

અન્વયાર્થ :- (જો) જો (પિતા) પિતા વિગેરે પિતૃપક્ષના માણસો (ભૂપ) રાજા વિગેરે (હોય) હોય તો (મદ) અભિમાન (ન ઠાનૈ) કરતો નથી, [વા] (માતુલ) મામા વિગેરે માતૃપક્ષના માણસ (નૃપ) રાજા વિગેરે (હોય) હોય તો (મદ) અભિમાન (ન ઠાનૈ) કરતો નથી (રૂપકો) શરીરનું (મદ) અભિમાન કરતો નથી, (જ્ઞાનકો) વિદ્યાનો (મદ ન) ઘમંડ કરતો નથી, (ધનકો) રૂપિયા-પૈસાનું (મદ ભાનૈ) અભિમાન કરતો નથી (બલકો) શક્તિનું

(મદ ભાનૈ) અભિમાન કરતો નથી, (તપકો) તપનુ (મદ ન) અભિમાન કરતો નથી, (જુ) અને (પ્રભુતાકો) ઐશ્વર્ય, મોટાઈનો (મદ ન કરે) ઘમડ કરતો નથી (સો) તે (નિજ) પોતાના આત્માને (જાનૈં) ઓળખે છે [જો જીવ તેનુ] (મદ) અભિમાન (ધારે) કરે છે તો (યહી) એ ઉપર કહેલ મદ (વસુ) આઠ (દોષ) દોષરૂપે થઈને (સમકિતકો) સમ્યકત્વ–સમ્યગ્દર્શનમા (મલ) દોષ (ઠાનૈ) કરે છે

ભાવાર્થઃ—પિતાના ગોત્રને કુળ, અને મામાના ગોત્રને જાતિ કહે છે (૧) પિતા વિગેરે પિતૃ પક્ષના રાજા વિગેરે પ્રતાપી પુરુષ હોવાથી, (હુ રાજકુમાર છુ વિગેરે) અભિમાન કરવુ તે કુળમદ છે (૨) મામા વિગેરે માતૃ પક્ષના રાજા વિગેરે પ્રતાપી વ્યક્તિ હોવાનુ અભિમાન કરવુ તે જાતિ મદ છે (૩) શરીરની સુંદરતાનુ માન કરવુ તે રૂપ મદ છે (૪) પોતાની વિદ્યા (કલા–કૌશલ્યતાનુ) અભિમાન કરવુ તે જ્ઞાન [વિદ્યા] મદ છે (૫) પોતાની ધન–દૌલતનો ગર્વ કરવો તે ધન (ઋદ્ધિ) મદ છે. (૬) પોતાની તાકાતનો ગર્વ કરવો તેને બલ મદ કહે છે (૭) પોતાના વ્રત, ઉપવાસ વિગેરે તપનો ગર્વ કરવો તે તપ મદ છે તથા (૮) પોતાની માન્યતા, મોટાઈ અને આજ્ઞાનુ અભિમાન કરવુ તે પ્રભુતા (પુજા) મદ કહેવાય છે.

૧-કુલ, ૨-જાતિ, ૩-રૂપ, [શરીર] ૪-જ્ઞાન[વિદ્યા], ૫-ધન [રૂદ્ધિ], ૬-બલ, ૭-તપ, ૮-પ્રભુતા, [પુજ્ય] આ આઠ મદ દોષ કહેવાય છે. જે જીવ આ આઠ નો ગર્વ કરતો નથી તે જ જીવ આત્માની પરીક્ષા (શુદ્ધ સમ્યક્ત્વની પ્રાપ્તિ) કરી શકે છે. જો તેનો ગર્વ કરે છે તો એ મદ સમ્યગ્દર્શનના આઠ દોષ થઈને તેને દુષિત કરે છે.

## ગાથા ૧૪ [ઉત્તરાર્ધ]

સમ્યક્ત્વના ૬ અનાયતન દોષ, અને ત્રણ મૂઢતા દોષ

कुगुरु-कुदेव-कुवृष-सेवक की, नहीं प्रशंस उचरै है।
जिन मुनि जिनश्रुत विन कुगुरादिक, तिन्हें न नमन करै है॥

અન્વયાર્થ:-[સમ્યગ્દષ્ટિ જીવ] (કુગુરૂ-કુદેવ કુવૃષ સેવકકી) કુગુરૂ, કુદેવ, કુધર્મ, કુગુરૂસેવક, કુદેવસેવક, અને કુધર્મસેવકની (પ્રશંસ) પ્રશંસા (નહિ ઉચરે હૈ) કરતો નથી. (જિન) જિનેન્દ્ર દેવ (મુનિ) વીતરાગ મુનિ [અને] (જિન શ્રુત) જિનવાણી (વિન) સિવાય [જે] (કુગુરૂ આદિક) કુગુરૂ, કુદેવ, કુધર્મ (તિન્હેં) તેને (નમન) નમસ્કાર (ન કરૈ હૈ) કરતો નથી.

ભાવાર્થ:-૧-કુગુરુ, ૨-કુદેવ, ૩-કુધર્મ, ૪-કુગુરુ સેવક, ૫-કુદેવ સેવક, અને ૬-કુધર્મ સેવક, એ છ અનાયતન, (ધર્મના અસ્થાન) દોષ કહેવાય છે.

તેની ભક્તિ, વિનય અને પુજન વિગેરે તો દૂર રહો પણ સમ્યગ્દષ્ટિ જીવ પ્રશંસા પણ કરતા નથી–કારણ કે તેની પ્રશંસા કરવાથી પણ સમ્યક્ત્વમા દોષ લાગે છે.

સમ્યગ્દષ્ટિ જીવ જિનેન્દ્રદેવ વીતરાગ-મુનિ અને જિનવાણી સિવાય, કુદેવ, કુગુરૂ અને કુશાસ્ત્ર વિગેરેને [ભય, આશા અને સ્નેહ વિગેરેથી] નમસ્કાર કરતા નથી, કારણ કે તેને નમસ્કાર કરવા માત્રથી પણ સમ્યક્ત્વ દૂષિત થઇ જાય છે અર્થાત્ કુગુરૂ સેવા, કુદેવ સેવા અને કુધર્મ સેવા એ ત્રણ પણ સમ્યક્ત્વના મૂઢતા નામના દોષ છે.

નોંધ અન્ય વિધર્મી વિગેરેને ભાજ્યતાથી નમસ્કારાદિ કરવાથી શ્રાવકનું શ્રદ્ધાન બગડતું નથી પરંતુ જે ભક્તિ-વંદક ભાવપૂર્વક, ભય આશા અને સ્નેહથી નમસ્કારાદિ કરવામા આવે તો તેના સમ્યક્ત્વમા દોષ આવે છે, બીજે નહિ આ કારણથી શ્રાવકને રાજા, સંબંધી અને પોતાથી મોટા [વડીલ] વિગેરેનો વ્યવહાર-વિનય કરવામા પણ દોષ લાગતો નથી

### ગાથા ૧૫

અવતી સમ્યગ્દષ્ટિની ઇન્દ્ર વિગેરેથી પૂજા, અને ગૃહસ્થપણામાં અપ્રેમ અને નિર્દોષ સમ્યક્ત્વનો મહિમા

दोषरहित गुणसहित सुधी जे, सम्यक्दरश सजै हैं ।
चरितमोहवश लेश न संजम, पै सुरनाथ जजै हैं ॥

गेही, पै गृहमें न रचैं, ज्यों जलतैं भिन्न कमल है।
नगरनारिको प्यार यथा पा,-द में हेम अमल है॥

અન્વયાર્થ -(જે) જે (સુધી) બુધ્ધિમાન પુરુષ [ઉપર કહેવા] (દોષ રહિત) પચીશ દોષરહિત [અને] (ગુણ સહિત) નિઃશંકાદિ આઠ ગુણો સહિત (સમ્યક્દરશ) સમ્યગ્દર્શનથી (સજે હૈં) ભૂષિત છે [તેને (ચરિત મોહવશ) અપ્રત્યાખ્યાનાવરણ ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી (લેશ) જરાપણ (સંજમ) સંયમ (ન) નથી (પૈ) તોપણ (સુરનાથ) દેવોના સ્વામી ઇન્દ્ર [તેની] (જજે હૈં) પૂજા કરે છે, [તે એકે] (ગેહી) ગૃહસ્થ છે (પૈ) તોપણ (ગૃહમેં) ઘરમાં (ન રચૈં) આસક્ત થતો નથી (જ્યોં) જેવી રીતે (કમળ) કમળ (જલતૈં) પાણીથી (ભિન્ન) અલગ (રહે છે) (યથા) જેમ (કાદેમેં) કીચડમાં પણ (હેમ) સુવર્ણ (અમલ) શુદ્ધ [રહે છે], [તેનો ઘરમાં] (નગરનારિકો) વેશ્યાના (પ્યાર યથા) પ્રેમની માફક (પ્યાર) પ્રેમ [હોય છે]

ભાવાર્થ -જે વિવેકી ૨૫ દોષ રહિત અને અંગરૂપ ૮ ગુણ સહિત સમ્યગ્દર્શન ધારણ કરે છે તેને અપ્રત્યાખ્યાનાવરણ કષાયના તીવ્ર ઉદયથી જો કે સંયમભાવ લેશમાત્ર પણ હોતો નથી તો પણ ઇન્દ્ર વિગેરે તેની પૂજા (આદર) કરે છે જેવી રીતે પાણીમાં રહેવા છતાં પણ કમળ પાણીથી

અલિપ્ત રહે છે તેવી રીતે સમ્યગ્દષ્ટિ ઘરમાં રહે છે તોપણ ગૃહસ્થપણામાં લેપાઇ જતો નથી, ઉદાસીન (નિર્મોહ) રહે છે. જેવી રીતે વેશ્યાનો× પ્રેમ ફક્ત પૈસામાં જ હોય છે, મનુષ્ય ઉપર હોતો નથી તેવી રીતે સમ્યગ્દષ્ટિનો પ્રેમ સમ્યક્ત્વમાં જ હોય છે પણ ગૃહસ્થપણામાં હોતો નથી. વળી જેવી રીતે સોનું કાદવમાં પડયું રહે છે છતાં નિર્મળ અને જુદું જ રહે છે તેવી રીતે સમ્યગ્દષ્ટિ જીવ જો કે ગૃહસ્થના કામો કરે છે તોપણ તેના દોષોથી દૂષિત થતો નથી. કારણ કે તે એને ત્યાજ્ય÷ (છોડવા યોગ્ય) માને છે. કષાયને વશ થઈને જ તેને ગૃહસ્થના કામ કરવા પડે છે–પ્રેમ વશ નહિ.*

ગાથા ૧૬

સમ્યક્ત્વનો મહિમા, સમ્યગ્દષ્ટિના અનુત્પત્તિ સ્થાન તથા સર્વોત્તમ સુખ અને સર્વધર્મનું મૂળ

प्रथम नरक विन षट् भू ज्योतिष, वान भवन षँढ नारी ।
थावर विकलत्रय पशु में नहिं, उपजत सम्यकधारी ॥

× અહીં વેશ્યાના પ્રેમ સાથે ફક્ત અલિપ્તતા માત્રની સરખામણી છે.

÷ विषयासक्ततोऽपि सोऽयं, सर्वारम्भेषु वर्तमानोऽपि ।
मोहस्य विलास एष, इति सर्वं मन्यते हेयम् ॥
(સ્વામી કાર્તિકેયાનુપ્રેક્ષા શ્લોક નં. ૩૧૪)

* રોગીને ઔષધિસેવન અને કેદીને કારાગૃહ, એ પણ આના દૃષ્ટાંત છે.

तीरलोक निर्दुकाम्माहि नहि, दर्शनसो सुखकारी।
सकल धरम का मूल यह इस बिन करनी दुखकारी॥

અન્વયાર્થ (સમ્યકધારી) સમ્યગ્દૃષ્ટિ જીવ (પ્રથમ નરક વિન) પહેલી નરક સિવાય (ષટ્ ભૂ) બાકીની છ નરકો વિષે, (જ્યોતિષ) જ્યોતિષી દેવોમા, (વાન) વ્યંતર દેવોમા, (ભવન) ભવનવાસી દેવોમા, (ષંઢ) નપુંસકોમા, (નારી) સ્ત્રીઓમા, (થાવર) પાચ સ્થાવરોમા, (વિકલત્રય) દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય જીવોમા તથા (પશુમે) કર્મભૂમિના પશુઓમા (નહિ ઉપજત) ઊપજતા નથી (તીનલોક) ત્રણલોક (તિહુ કાલ) ત્રણ કાળમા (દર્શન સો) સમ્યગ્દર્શન જેવુ (સુખકારી) સુખદાયક (નહિ) બીજુ કાઇ નથી (યહી) આ સમ્યગ્દર્શન જ (સકલ ધર્મકો) બધા ધર્મોનુ (મૂલ) મૂળ છે, (ઇસબિન) આ સમ્યગ્દર્શન વગર (કરની) સમસ્ત ક્રિયાઓ (દુખકારી) દુ:ખદાયક છે

ભાવાર્થ –સમ્યગ્દૃષ્ટિ જીવ આયુષ્ય પૂર્ણ થતા જ્યારે મરે છે ત્યારે બીજીથી સાતમી નરકના નારકી, જ્યોતિષી વ્યંતર ભવનવાસી, નપુંસક સર્વ પ્રકારની સ્ત્રી, એકેન્દ્રિય, બે ન્દ્રિય ત્રેઇન્દ્રિય, ચતુરિન્દ્રિય અને કર્મભૂમિના પશુ થતા નથી, (નીચ કુળવાળા ઓછા અંગવાળા, અંગ પાસુવાળા અને દારિદ્રી પણ થતા નથી,) વિમાનવાસી દેવ,

ભોગભૂમિના મનુષ્ય અથવા તીર્યંચ જ થાય છે, કર્મભૂમિના તીર્યંચ પણ થતા નથી, કદાચ નરકમા* જાય તો પહેલી નરકથી નીચે જતા નથી. ત્રણલોક અને ત્રણકાળમા સમ્યગ્દર્શન જેવી સુખદાયક બીજી કોઈ વસ્તુ નથી આ સમ્યગ્દર્શન જ સર્વ ધર્મોનુ મૂળ છે આ વિના જેટલા ક્રિયાકાડ છે તે બધા દુખદાયક (અસફળ) હોય છે

નોધ—જે જીવ સમ્યકત્વ પામ્યા પહેલા, આગામી પર્યાયની ગતિ [આયુ] બાધે છે તે જીવ આયુ પૂર્ણ થવાથી જ્યારે મરણ પામે છે ત્યારે નરક ગતિમા પણ ઉત્પન્ન થાય છે પણ ત્યા તેની સ્થિતિ [આયુષ્ય] અલ્પ થઈ જાય છે જેવી રીતે શ્રેણિક રાજા સાતમી નરકનુ આયુ બાધ્યા પછી સમકિત પામ્યા હતા તેથી, જો કે તેને નરકમા તો જવુ જ પડ્યુ —પણ આયુષ્ય સાતમી નરકથી ઓછુ થઈને પહેલી નરકનુ જ રહ્યુ

એ રીતે જે જીવ સમ્યગ્દર્શન પામ્યા પછી તીર્યંચ આયુનો બંધ કરે છે તે ભોગભૂમિનો તીર્યંચ પણ થાય છે, પરતુ કર્મભૂમિમા તીર્યંચ થતા નથી

### ગાથા ૧૭

### સમ્યગ્દર્શન વિના જ્ઞાન અને ચારિત્રનુ મિથ્યાપણુ

---

* આ અવસ્થામા સમ્યગ્દષ્ટિની પહેલી નરકના નપુસકોમા પણ ઉત્પત્તિ થાય છે એનાથી જુદા બીજા નપુસકોમા તેની ઉત્પત્તિ થવાનો નિષેધ છે

मोक्षमहलकी परथम सीढ़ी, या बिन ज्ञान चरित्रा।
सम्यकता न लहै, सो दर्शन धारो भव्य पवित्रा॥
'दौल' समझ सुन चेत सयाने, काल वृथा मत खोवै।
यह नरभव फिर मिलन कठिन है, जो सम्यक नहिं होवै॥

અન્વયાર્થ [આ સમ્યગ્દર્શન જ] (મોક્ષમહલકી) મોક્ષરૂપી મહેલનું (પરથમ) પહેલું (સીઢી) પગથિયું છે, (યા બિન) આ સમ્યગ્દર્શન વિના (જ્ઞાન ચરિત્રા) જ્ઞાન અને ચારિત્ર (સમ્યકતા) સાચાપણું (ન લહૈ) પામતા નથી, તેથી (ભવ્ય) હે ભવ્ય જીવો! (સો) આવા (પવિત્રા) પવિત્ર (દર્શન) સમ્યગ્દર્શનને (ધારો) ધારણ કરો (સયાને દૌલ) હે સમજુ દૌલતરામ! (સુન) સાંભળ (સમઝ) સમજ અને (ચેત) સાવધાન રહે (કાલ) તારો વખત (વૃથા) નકામો બિનજરૂરી (મત ખોવૈ) ગુમાવ નહિ, (કારણ કે (જો) જો (સમ્યક્) સમ્યગ્દર્શન (નહિ હોવૈ) ન થયું તો (યહ) આ (નરભવ) મનુષ્ય પર્યાય (ફિર) ફરીને (મિલન) મળવી (કઠિન હૈ) મુશ્કેલ છે.

ભાવાર્થ – આ સમ્યગ્દર્શન જ મોક્ષરૂપી મહેલમાં ચડવાને માટે પહેલું પગથિયું છે. આ વિના જ્ઞાન અને ચારિત્ર સમ્યક્પણાને પામતા નથી, એટલે કે જ્યાં સુધી સમ્યગ્દર્શન ન થાય ત્યાં સુધી જ્ઞાનને મિથ્યાજ્ઞાન અને ચારિત્રને મિથ્યાચારિત્ર કહેવાય છે, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર કહેવાતા

નથી. માટે દરેક આત્મહિતેચ્છુએ આવા પવિત્ર સમ્યગ્દર્શનને અવશ્ય ધારણ કરવું જોઈએ. પંડિત દૌલતરામજી પોતાના આત્માને સંબોધીને કહે છે કે હે વિવેકી આત્મા ! તું આવા પવિત્ર સમ્યગ્દર્શનના સ્વરૂપને જાતે સાંભળીને તથા બીજા પાસેથી જાણીને તેને પ્રાપ્ત કરવામાં સાવધાન થા, તારા અમુલ્ય મનુષ્યજીવનને ફોગટ ન ગૂમાવ. આ જન્મમાં જો સમ્યક્ત્વ ન પામી શકયો તો પછી મનુષ્ય પર્યાય વગેરે સારા યોગ ફરીફરી પ્રાપ્ત થતા નથી.

## ત્રીજી ઢાળનો સારાંશ

આત્માનું કલ્યાણ સુખ પ્રાપ્ત કરવામાં છે. આકુળતા (ચિંતા, કલેશ અથવા ખટપટ) નું મટી જવું તે સાચું સુખ છે. તે સુખ મોક્ષમાં જ પ્રાપ્ત થાય છે; એટલા માટે દરેક આત્મહિતેચ્છુએ મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ કરવી જોઈએ.

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણેની એકતા મોક્ષમાર્ગ કહેવાય છે. તે નિશ્ચય અને વ્યવહાર એવા ભેદથી બે પ્રકારે છે. નિશ્ચય સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તો નિશ્ચય 'ખરેખર' મોક્ષમાર્ગ કહેવાય છે; અને વ્યવહારસમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તે વ્યવહાર (ઉપચાર) મોક્ષમાર્ગ કહેવાય છે.

આત્માનુ પરદ્રવ્યોથી ભિન્ન યથાર્થ શ્રવણ તે નિશ્ચય સમ્યગ્દર્શન અને આત્માનુ પરદ્રવ્યોથી ભિન્ન યથાર્થ જ્ઞાન તે નિશ્ચય સમ્યગ્જ્ઞાન કહેવાય છે. પર દ્રવ્યોનુ લક્ષ છોડીને આત્મસ્વરૂપમાં લીન થવુ તે નિશ્ચય સમ્યક્ચારિત્ર કહેવાય છે, તથા સાતે તત્ત્વોનુ જેમ છે તેમ અટળ શ્રદ્ધાન થવુ તે વ્યવહાર સમ્યગ્દર્શન કહેવાય છે

૮ મદ, ૩ મૂઢતા, ૬ અનાયતન અને શંકા વગેરે ૮ એ ૨૫ સમ્યક્ત્વના દોષ છે, તથા નિશકિત વગેરે ૮ સમ્યક્ત્વના અગ [ગુણ] છે એને સારી રીતે જાણીને દોષોનો ત્યાગ અને ગુણોનુ ગ્રહણ કરવુ જોઇએ.

જે વિવેકી જીવ દોષ રહિત અને ગુણ સહિત સમ્યક્ત્વને ધારણ કરે છે તેને અપ્રત્યાખ્યાન આવરણના ઉદયથી જો કે જરા પણ સયમ હોતો નથી તો પણ તે ઇન્દ્રાદિક દ્વારા પૂજાય છે તે ગૃહસ્થ હોવા છતા પણ ગૃહસ્થીના દોષથી દૂષિત થતો નથી ત્રણલોક અને ત્રણકાળમા આ સમ્યક્ત્વ સમાન સુખકારી બીજી કોઈ વસ્તુ નથી બધા ધર્મોનુ મૂળ, સાર અને મોક્ષમાર્ગનુ પહેલુ પગથિયુ આ સમ્યક્ત્વ જ છે, તેના વિના જ્ઞાન અને ચારિત્ર સમ્યક્પણુ પામતા નથી પણ મિથ્યા કહેવાય છે

આયુષ્યનો બધ થયા પહેલા સમ્યક્ત્વ ધારણ કરનાર જીવ, મરણ પામ્યા પછી બીજા ભવમા બીજી વગેરે નરકનો નારકી, જ્યોતિષી, વ્યતર, ભવનવાસી, નપુસક, સ્ત્રી, સ્થાવર, વિકલત્રય, કર્મ-ભૂમિનો પશુ, હિનાગ, નીચકુળવાળો, અલ્પાયુ અને દારિદ્રી થતો નથી, મનુષ્ય અ વૈમાનિક દેવ જ થાય છે. કદાચ નરકમા જાય તા પહેલી નરકથી નીચે જતો નથી જો તીર્યંચ પણ થાય તો તે માત્ર ભોગ ભૂમિનો જ તીર્યંચ થાય છે આ પ્રમાણે આ સમ્યગ્દર્શનનો મહિમા અપાર છે

આ પ્રમાણે દરેક આત્મહિતેચ્છુએ શાસ્ત્ર સ્વાધ્યાય, તત્ત્વચર્ચા અને સત્સમાગમ વગેરેથી સમ્યગ્દર્શન પ્રાપ્ત કરીને પોતાનુ મનુષ્યજીવન સફળ કરવુ જોઇએ કેમકે જો આ મનુષ્યપર્યાયમા સમકિત ન પામ્યો તો પછી ફરીને મનુષ્ય પર્યાય વગેરેનો સુયોગ મળવો કઠણ છે



## ત્રીજી ઢાળનો ભેદ્સગ્રહ

અચેતન દ્રવ્યો પુદ્ગલ ધર્મ, અધર્મ, આકાશ અને કાળ

ચેતન એક, અચેતન પાચો, રહે સદા ગુણ પર્યયવાન,
કેવળ પુદ્ગલ રૂપવાન હૈ, પાચો શેષ અરૂપી જાન.

અંતરંગ પરિગ્રહ—૪ કષાય, ૯ નોકષાય, ૧ મિથ્યાત્વ

આસ્રવ—૫ મિથ્યાત્વ ૧૨ અવિરતિ ૨૫ કષાય ૧૫ યોગ.

કારણ—ઉપાદાન અને નિમિત્ત

દ્રવ્યકર્મ જ્ઞાનાવરણ વગેરે આઠ

નોકર્મ—ઔદારિક વૈક્રિયિક અને આહારક શરીર

પરિગ્રહ—અંતરંગ અને બહિરંગ

પ્રમાદ—૪ વિકથા ૪ કષાય ૫ ઇન્દ્રિય, ૧ નિદ્રા, ૧ પ્રણય (સ્નેહ)

બહિરંગ પરિગ્રહ—ક્ષેત્ર, મકાન, રૂપુ, સોનુ ધન, ધાન્ય દાસી દાસ કપડા અને વાસણ એ દસ છે

ભાવકર્મ—રાગ, દ્વેષ, ક્રોધ વગેરે

મદ—આઠ પ્રકારના છે—

જાતિ લાભ કુળ રૂપ તપ બળ વિદ્યા અધિકાર,
ઇનકો ગર્વ ન કીજિયે, યે મદ અષ્ટ પ્રકાર

મિથ્યાત્વ—વિપરીત એકાંત વિનય સંશય અને અજ્ઞાન એ પાચ ભેદો મિથ્યાત્વના છે

રસ—ખાટો, મીઠો કડવો, તીખો અને કષાયેલો

રૂપ—(રંગ) કાળો, પીળો, લીલો, લાલ અને સફેદ એ પાંચ રૂપ છે

**સમ્યક્ત્વ ભાવના**—પ્રશમ, સંવેગ, અનુકંપા અને આસ્તિક્ય

**સ્પર્શ**—હલકો, ભારે, લૂખો, ચીકણો, કર્કશ, સુંવાળો ઠંડો અને ગરમ એ આઠ સ્પર્શ છે

---

## ત્રીજી ઢાળનું લક્ષણ સંગ્રહ

**અનાયતન**—સમ્યક્ત્વના નાશ કરનાર કુદેવાદિની પ્રશંસા કરવી તે

**અનુકંપા**—પ્રાણીમાત્ર ઉપર દયાનો ભાવ

**અરિહંત**—ચાર ઘાતિકર્મો રહિત, અનંત ચતુષ્ટય સહિત, વીતરાગ અને કેવળજ્ઞાની પરમાત્મા

**અલોક**—જ્યાં આકાશ સિવાયના દ્રવ્યો નથી એવી જગ્યા

**અવિરતિ**—પાપોમાં પ્રવૃત્તિ

**અવિરત સમ્યગ્દૃષ્ટિ** સમ્યગ્દર્શન સહિત, પરંતુ વ્રત રહિત એવા ચોથા ગુણસ્થાનવર્તી જીવ.

**આસ્તિક્ય**—પુણ્ય અને પાપ તથા પરમાત્મા તત્ત્વનો વિશ્વાસ તે આસ્તિક્ય કહેવાય છે

**કષાય**—જે આત્માને દુઃખ આપે, તેના ગુણોને રોકે તથા પરતંત્ર કરે તે

**ગંધ**—નાકદ્વારા જણાવાયોગ્ય (પુદ્ગલનો ગુણ)

**ગુણસ્થાન**—મોહ અને યોગના સદ્ભાવ કે અભાવથી થતી જીવની વિશેષ અવસ્થાને ગુણસ્થાન કહેવાય છે

**ઘાતિયા**–અનંત ચતુષ્ટયને રોકવામા નિમિત્ત કર્મને ઘાતિયા કહેવાય છે

**ચારિત્રમોહ** આત્માના ચારિત્રને રોકવામા નિમિત્ત મોહનીય કર્મ

**જિનેન્દ્ર**–ચાર ઘાતિકર્મોને જીતનાર [નાશ કરનાર] પરમાત્મા

**દેવ મૂઢતા**–વરદાન વગેરેની ઇચ્છાથી રાગી-દ્વેષી દેવોની સેવા કરવી તે

**દેશવ્રતી** શ્રાવકના વ્રતોને ધારણ કરનાર સમ્યગ્દ્રષ્ટિ પંચમ ગુણસ્થાને વર્તતા જીવ

**નિમિત્તકારણ**–જે પોતે કાર્યરૂપ ન થાય, પણ કાર્યની ઉત્પત્તિ વખતે હાજરીરૂપ કારણ

**નોકર્મ**–ઔદારિક વગેરે ત્રણ શરીર તથા છ પર્યાપ્તિઓને યોગ્ય પુદ્ગલ પરમાણુઓના ગ્રહણને નોકર્મ કહેવાય છે

**પાખંડી મૂઢતા** રાગી-દ્વેષી અને ભોગી સાધુઓની સેવા કરવી તે

**પુદ્ગલ**–જે પૂરાય અને ગળે અર્થાત્ જેના પરમાણુઓ ભેગા થાય અને છુટા પડે છે તે પુદ્ગલ કહેવાય છે અથવા રૂપ રસ ગંધ અને સ્પર્શ જેનામા હોય તે પુદ્ગલ છે

**પ્રમાદ** સ્વરૂપમા અસાવધાનતા પૂર્વક પ્રવૃત્તિ અથવા ધાર્મિક કામોમા અનુત્સાહ

**પ્રશમ**–ક્રોધાદિ કષાયોની મંદતા ને પ્રશમ કહેવાય છે

**ભાવકર્મ**–પુદ્ગલ કર્મોની ફળદાન શક્તિને ભાવકર્મ કહે છે

મદ-અહંકાર ઘમંડ

મિથ્યાદષ્ટિ-તત્ત્વોની ઊંધી શ્રદ્ધા કરવાવાળા

મૂઢતા-ધર્મ અને સમ્યક્ત્વમાં દોષ કરનાર વિવેકરહિત કાર્યને મૂઢતા કહે છે

રસ-રસના ઇન્દ્રિયનો વિષય [જીભથી જણાય તે]

રૂપ-નેત્ર ઇન્દ્રિયનો વિષય [આંખથી જણાય તે]

લોકમૂઢતા-ધર્મ સમજીને જળાશયોમાં સ્નાન કરવું તથા રેતી, પત્થર વગેરેનો ઢગલો કરવો-એ વગેરે કાર્યો

વિશેષધર્મ—જે ધર્મ અમુક ખાસ દ્રવ્યમાં જ રહે છે તેને વિશેષ ધર્મ કહે છે

શુદ્ધોપયોગ—શુભ અને અશુભ રાગ દ્વેષની પરિણતિથી રહિત જ્ઞાન દર્શનની અવસ્થા

સામાન્ય--અનેક દ્રવ્યોમાં સમાનતાથી રહેતા ધર્મને સામાન્ય કહે છે

સિદ્ધ—આઠગુણો સહિત તથા આઠ કર્મો રહિત પરમેષ્ઠી

સંવેગ—સંસારથી ભય થવો તે.

સ્પર્શ—સ્પર્શ ઇન્દ્રિયનો વિષય

---

## અંતર-પ્રદર્શન

૧-અનાયતનમાં તો કુદેવ વગેરેની પ્રશંસા કરવામાં આવે છે પણ મૂઢતામાં તો તેમની સેવા, પૂજા અને વિનય કરવામાં આવે છે.

૨-માતાના વંશને જાતિ કહેવામાં આવે છે અને પિતાના વંશને કુળ કહેવાય છે.

૩–ધર્મદ્રવ્ય તો છ દ્રવ્યોમાંનું એક દ્રવ્ય છે અને ધર્મ તે વસ્તુનો સ્વભાવ અથવા ગુણ છે

૪–નિશ્ચયનય તો વસ્તુના અસલી પડખાને બતાવે છે પણ વ્યવહારનય કોઈ નિમિત્ત આધીન એક પદાર્થને બીજા પદાર્થરૂપ કહે છે

૫ નિકલપરમાત્મા આઠે કર્મોથી રહિત છે અને સકલપરમાત્માને ચાર અઘાતિ કર્મો હોય છે

૬ સામાન્ય ધર્મ તો અનેક વસ્તુઓમાં રહે છે પરંતુ વિશેષ ધર્મ તો ખાસ ખાસ અમુક વસ્તુમાં જ રહે છે

૭ સમ્યગ્દર્શન તો અંગી છે અને નિઃશંકિત અંગ તેનું એક અંગ છે આ સિવાય બીજાઓનું અંતર [તફાવત] પણ આ પ્રમાણે કહવું જોઈએ

---

## ત્રીજી ઢાળની પ્રશ્નાવલી

૧–અજીવ, અધર્મ, અનાયતન, અલોક, અંતરાત્મા, અરિહંત આકાશ, આત્મા, આસ્રવ, આઠ અંગ, આઠમદ, ઉત્તમ અંતરાત્મા ઉપયોગ, કષાય, કાળ, કુળ, ગંધ, ચારિત્રમોહ, જઘન્ય અંતરાત્મા, જાતિ, જીવ મદ, દેવમૂઢતા, દ્રવ્યકર્મ, નિકલ, નિશ્ચય [illegible], સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર–મોક્ષમાર્ગ, નિર્જરા, નોકર્મ, પરમાત્મા, પાખંડિમૂઢતા, પુદ્ગલ બહિરાત્મા, બંધ, મધ્યમ–અંતરાત્મા, મૂઢતા, મોક્ષ, મોક્ષમાર્ગ, રસ, રૂપ લોકમૂઢતા, વિશેષ, વિકલનય,

વ્યવહારકાળ, સમ્યગ્દર્શન—મોક્ષમાર્ગ, શમ, સાચા ગુરુ-દેવ-શાસ્ત્ર, સુખ, સકલ પરમાત્મા, સંવર, સામાન્ય, સિદ્ધ અને સ્પર્શ વગેરેના લક્ષણ બતાવો

૨—અનાયતન અને મૂઢતામાં, જાતિ અને કુળમાં, ધર્મ અને ધર્મદ્રવ્યમાં નિશ્ચય અને વ્યવહારમાં સકલ અને નિકલમાં, સમ્યગ્દર્શન અને નિઃશંકિત અંગમાં તથા સામાન્ય અને વિશેષમાં- એ વગેરેમાં અંતર (તફાવત) બતાવો

૩—અણુવ્રતીનો આત્મા, આત્મહિત, ચેતન દ્રવ્ય, નિરાકુળ અવસ્થા અથવા સ્થાન, સાત તત્ત્વો બધાનો સાર, બધાનું મૂળ, સર્વોત્તમ ધર્મ, સમ્યગ્દૃષ્ટિ માટે નમસ્કારને અયોગ્ય અને હેય ઉપાદેય તત્ત્વોના નામ કહો

૪—અઘાતિયા અંગ, અજીવ, અનાયતન, અંતરાત્મા, અંતરંગ પરિગ્રહ, અમૂર્તિક દ્રવ્ય, આકાશ, આત્મા, આસ્રવ, અંગ, કર્મ, કષાય, કારણ કાળ, કાળદ્રવ્ય, ગંધ, ઘાતિયા, જીવ, તત્ત્વ, દ્રવ્ય, દુઃખદાયક ભાવ, દ્રવ્યકર્મ, નોકર્મ પરમાત્મા, પરિગ્રહ, પુદ્‌ગલના ગુણ, ભાવકર્મ, પ્રમાદ, બહિરંગ પરિગ્રહ, મદ, મિથ્યાત્વ, મૂઢતા, મોક્ષમાર્ગ, યોગ, રૂપીદ્રવ્ય, રસ, વર્ણ, સમ્યક્ત્વના દોષ અને સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રના ભેદ બતાવો

५-तत्त्वज्ञान होवा छता पण मिथ्यात्व, आस्रव अव्रतीनी पूज्यता, आत्माना दुःख, सम्यग्दर्शन, सम्यग्ज्ञान, सम्यक्चारित्र अने सम्यग्दृष्टिद्वारा कुदेव वगेरेने नमस्कार न करवा वगेरेना कारण बतावो

६-अमूर्तिक द्रव्यो, परमात्माना ध्यानथी लाभ, मुनिनो आत्मा, मूर्तिक द्रव्यो, मोक्षनु स्थान अने उपाय, बहिरात्मपणाना त्यागनु कारण, साचा सुखनो उपाय अने सम्यग्दृष्टिना न उपजवाना स्थानो-ए वगेरेनु स्पष्टीकरण करो

७-अमुक पद, चरण अथवा छंदनो अर्थ अने भावार्थ बतावो त्रीजी ढाळनो सारांश कहो आत्म, मोक्षमार्ग, जीव, छ द्रव्य, सम्यग्दर्शन अने सम्यक्त्वना दोषो-ए उपर एक लेख लखो



# ચોથી ઢાળ

સમ્યગ્જ્ઞાનનું લક્ષણ અને તેનો સમય

सम्यक्‌श्रद्धा धारि पुनि, सेवहु सम्यग्ज्ञान ।
स्वपरअर्थ बहु धर्मजुत, जो प्रगटावन भान ॥

**અન્વયાર્થઃ**-(સમ્યક્‌શ્રદ્ધા) સમ્યગ્દર્શન (ધારિ) ધારણ કરીને (પુનિ) પછી (સમ્યગ્જ્ઞાન) સમ્યગ્જ્ઞાનનું (સેવહુ) સેવન કરવું જોઈએ, [જે સમ્યગ્જ્ઞાન] (બહુ ધર્મજુત) અનેક ધર્માત્મક (સ્વપરઅર્થ) પોતાનું અને બીજા પદાર્થોનું (પ્રગટાવન) જ્ઞાન કરાવવામાં (ભાન) સૂર્યસમાન છે.

**ભાવાર્થઃ**-સમ્યગ્દર્શનને ધારણ કર્યા પછી સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. જેવી રીતે સૂર્ય બધા પદાર્થોને અને પોતે પોતાને જેમ છે તેમ બતાવે છે તેવી રીતે અનેક ધર્મયુક્ત પોતે પોતાને (આત્માને) અને પર પદાર્થોને* જેમ છે તેમ બતાવે છે-તે સમ્યગ્જ્ઞાન કહેવાય છે.

### ગાથા ૧

સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનમાં તફાવત

सम्यक साथै ज्ञान होय, पै भिन्न अराधौ ।
लक्षण श्रद्धा जान, दुहू में भेद अबाधौ ॥

---

* स्वपूर्वार्थ व्यवसायात्मक ज्ञानं प्रमाणं -પ્રમેયરત્નમાળા પ્ર. ઉ સૂત્ર-૧

सम्यक कारण जान, ज्ञान कारज है सोई ।
युगपत होते हू, प्रकाश दीपकतैं होई ॥

**અન્વયાર્થ**-(સમ્યક સાથૈ) સમ્યગ્દર્શનની સાથે (જ્ઞાન) સમ્યગ્જ્ઞાન (હોય) હોય છે (પૈ) તો પણ [તે બન્ને] (ભિન્ન) જુદા (અરાધૌ) સમજવા જોઇએ, કારણ કે (લક્ષણ) તે બનેના લક્ષણ [અનુક્રમે] (શ્રદ્ધા) શ્રદ્ધા કરવી અને (જાન) જાણવુ છે તથા (સમ્યક્) સમ્યગ્દર્શન (કારણ) કારણ છે અને (જ્ઞાન) સમ્યગ્જ્ઞાન (કારજ) કાર્ય છે. (સો ઈ) આ પણ (દુહૂમે) બન્નેમા (ભેદ) અ તર (અબાધૌ) નિર્બાધ છે [જેમ] (યુગપત્) એક સાથે (હોતે હૂ) હોવા છતા પણ (પ્રકાશ) અજવાળુ (દીપક તૈં) દીપકની જ્યોતિથી (હોઇ) થાય છે તેમ

**ભાવાર્થ**-સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન જો કે એક સાથે પ્રગટે છે તોપણ તે બને જુદા જુદા છે કારણ કે, સમ્યગ્દર્શનનુ લક્ષણ 'શ્રદ્ધા કરવી,' અને સમ્યગ્જ્ઞાનનુ લક્ષણ 'જાણવુ' છે આ પ્રકારે તે બન્નેમા લક્ષણથી ભેદ છે. વળી સમ્યગ્દર્શન કારણ છે અને સમ્યગ્જ્ઞાન કાર્ય છે આ પ્રકારે તે બનેમા —કારણ ભાવથી પણ તફાવત છે જેમ દીપકની , અને પ્રકાશ બન્ને એક સાથે પ્રગટ થાય . લોકમા કહેવાય છે કે દીપકની જ્યો

તેથી પ્રકાશ થાય છે, એટલે કે દીપક કારણ અને પ્રકાશ કાર્ય-માનવામા આવે છે તેવી રીતે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પણ, જો કે એક સાથે પેદા થાય છે તોપણ તેમા કાર્ય-કારણ ભાવ રહેલો છે, અર્થાત્ સમ્યગ્દર્શનથી સમ્યગ્જ્ઞાન પ્રગટ થાય છે જ્યા સુધી સમ્યગ્દર્શન થતુ નથી ત્યા સુધીનુ જ્ઞાન સમ્યગ્જ્ઞાન કહેવાતુ નથી, આમ હોવાથી સમ્યગ્દર્શન તે સમ્યગ્જ્ઞાનનુ કારણ છે ×

### ગાથા ૨

#### સમ્યગ્જ્ઞાનના ભેદ, પરોક્ષ અને દેશ પ્રત્યક્ષના લક્ષણ

तास भेद दो हैं परोक्ष परतछि तिन माहीं ।
मति श्रुत दोय परोक्ष अक्ष मनतैं उपजाहीं ॥
अवधिज्ञान मनपर्जय दो हैं देश-प्रतच्छा ।
द्रव्यक्षेत्र परिमाण लिये जानैं जिय स्वच्छा ॥

**અન્વયાર્થ**—(તાસ) એ સમ્યગ્જ્ઞાનના (પરોક્ષ) પરોક્ષ અને (પરતછિ) પ્રત્યક્ષ (દો) બે (ભેદ હૈં)

× पृथगाराधनमिष्टं दर्शनसहभाविनोऽपि बोधस्य ।
लक्षणभेदेन यतो नानात्वं संभवत्यनयोः ॥३२॥
सम्यग्ज्ञानं कार्यं सम्यक्त्वं कारणं वदन्ति जिना ।
ज्ञानाराधनमिष्टं सम्यक्त्वानन्तरं तस्मात् ॥३३॥
कारणकार्यविधानं समकालं जायमानयोरपि हि ।
दीपप्रकाशयोरिव, सम्यक्त्वज्ञानयोः सुघटम् ॥३४॥
(શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત પુરુષાર્થસિદ્ધિ-ઉપાય)

ભેદો છે, (તિનમાહીં) તેમાં (મતિશ્રુત) મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન (હોય, એ બન્ને (પરોક્ષ) પરોક્ષજ્ઞાન છે. [કારણ કે તે] (અક્ષ મનતૈં ઇન્દ્રિયો અને મનથી (ઉપજાહીં) ઉત્પન્ન થાય છે (અવધિજ્ઞાન) અવધિજ્ઞાન અને (મનપર્જય) મનઃપર્યયજ્ઞાન (દો) એ બન્ને જ્ઞાન (દેશ પ્રતચ્છા) દેશપ્રત્યક્ષ (હૈ) છે [કારણ કે તે જ્ઞાનથી] (જિય) જીવ (દ્રવ્યક્ષેત્ર પરિમાણ) દ્રવ્ય અને ક્ષેત્રની મર્યાદા (લિયે) લઈને [સ્વચ્છ] સ્પષ્ટ [જાને] જાણે છે

**ભાવાર્થ**—આ સમ્યગ્જ્ઞાનના બે ભેદ છે—[૧] પ્રત્યક્ષ અને [૨] પરોક્ષ, તેમા મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પરોક્ષજ્ઞાન* છે, કારણ કે તે બન્ને જ્ઞાન ઇન્દ્રિયો અને મનની સહાયતા વડે વસ્તુને અસ્પષ્ટ જાણે છે

અવધિજ્ઞાન અને મનઃપર્યયજ્ઞાન દેશ પ્રત્યક્ષ× છે, કારણ કે જીવ આ બે જ્ઞાનથી રૂપી દ્રવ્યને ક્ષેત્ર, કાળ અને ભાવની મર્યાદાપૂર્વક જાણે છે

## ગાથા ૩

### સકલ પ્રત્યક્ષજ્ઞાનનુ લક્ષણ અને જ્ઞાનનો મહિમા

* જે જ્ઞાન ઇન્દ્રિયો અને મનની સહાયતાથી વસ્તુને અસ્પષ્ટ જાણે છે તેને પરોક્ષજ્ઞાન કહેવાય છે.

× જે જ્ઞાન રૂપી વસ્તુને દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવની મર્યાદાપૂર્વક જાણે છે તેને દેશ-પ્રત્યક્ષ કહે છે

सकल द्रव्य के गुन अनत परजाय अनता ।
जानै एकै काल, प्रगट केवलि भगवन्ता ॥
ज्ञान समान न आन जगत में सुखको कारन ।
इहि परमामृत जन्मजरामृतु-रोग-निवारन ॥

અન્વયાર્થઃ-[જે જ્ઞાનથી] (કેવલી ભગવન્તા) કેવળજ્ઞાની ભગવાન (સકલ દ્રવ્ય કે) છએ દ્રવ્યોના (અનત) અપરિમિત (ગુન) ગુણોને અને (અનતા) અનત (પરજાય) પર્યાયોને (એકૈકાલ) એક સાથે (પ્રગટ) સ્પષ્ટ (જાનૈ) જાણે છે [તે જ્ઞાનને] (સકલ) સકલ પ્રત્યક્ષ અથવા કેવળજ્ઞાન કહેવાય છે. (જગ તમે) આ જગતમા (જ્ઞાન સમાન) સમ્યગ્જ્ઞાનના જેવો (આન) બીજો કોઈ પદાર્થ (સુખકૌ) સુખનુ (ન કારનુ) કારણ નથી. (ઇહિ) આ સમ્યગ્જ્ઞાન જ (જન્મ જરા મૃત્યુ રોગ) જન્મ જરા અને મરણના રોગોને (નિવારન) દૂર કરવાને માટે (પરમામૃત) ઉત્કૃષ્ટ અમૃત સમાન છે.

ભાવાર્થ-જે જ્ઞાન છએ દ્રવ્યોની ત્રણ કાળ અને ત્રણ લોકમાં બનતી બધી પર્યાયો અને ગુણોને એક સાથે દર્પણની માફક સ્પષ્ટ જાણે છે તેને કેવળજ્ઞાન કહે છે આ કેવળ જ્ઞાન* સકલપ્રત્યક્ષ

*છએ દ્રવ્યોની ત્રણકાળ અને ત્રણલોકમા થતી બધી પર્યાયોને એક સાથે જાણનાર જ્ઞાનને સકલપ્રત્યક્ષ અથવા કેવળજ્ઞાન કહેવાય છે.

છે આ સંસારમાં સમ્યગ્જ્ઞાન જેવી સુખદાયક અન્ય કોઈ વસ્તુ નથી આ સમ્યગ્જ્ઞાન જ જન્મ, જરા અને મૃત્યુરૂપી ત્રણ રોગોનો નાશ કરવા માટે ઉત્તમ અમૃત સમાન છે

### ગાથા ૪

**જ્ઞાની અને અજ્ઞાનીના કર્મ નાશના વિષયમાં તફાવત**

कोटिजन्म तप तपैं, ज्ञान बिन कर्म झरैं जे ।
ज्ञानी के छिनमांहि, त्रिगुप्ति तैं सहज टरैं ते ॥
मुनिव्रत धार अनंत बार ग्रीवक उपजायौ ।
पै निज आतमज्ञान बिना सुख लेश न पायौ ॥

અન્વયાર્થ —[અજ્ઞાની જીવને] (જ્ઞાન બિન) સમ્યગ્જ્ઞાન વગર (કોટિ જન્મ) કરોડો જન્મો સુધી (તપ તપૈં) તપ તપવાથી (જે કર્મ) જેટલાં કર્મો (ઝરૈં) નાશ થાય છે (તે) તેટલાં કર્મો (જ્ઞાનીકે) સમ્યગ્જ્ઞાની જીવને (ત્રિગુપ્તિ તૈં) મન વચન અને કાયાની પ્રવૃત્તિને રોકવાથી (છિનમાંહિ) ક્ષણ માત્રમાં (સહજ) સહેલાઈથી (ટરૈં) નાશ પામે છે [આ જીવ] (મુનિવ્રત) મુનિઓના મહાવ્રતોને (ધાર) ધારણ કરીને (અનંતવાર) અનંતવાર (ગ્રીવક) નવમી ગ્રૈવેયક સુધી (ઉપજાયૌ) ઉત્પન્ન થયો (પૈ) પરંતુ (નિજ આતમ) પોતાના આત્માના (જ્ઞાન બિના) જ્ઞાન વગર (લેશ) જરાપણ (સુખ) સુખ (ન પાયૌ) પામી શક્યો નહિ

ભાવાર્થ- મિથ્યાદૃષ્ટિ જીવ આત્મજ્ઞાન (સમ્યગ્જ્ઞાન) વિના કરોડો જન્મો-ભવો સુધી તપ કરીને જેટલા કર્મોનો નાશ કરે છે તેટલાં કર્મોનો નાશ સમ્યગ્જ્ઞાની જીવ પોતાના મન, વચન અને કાયાના નિરોધથી ક્ષણમાત્રમા સહેજે કરી નાખે છે આ જીવ, મુનિના (દ્રવ્યલિંગી મુનિના) મહાવ્રતોને ધારણ કરીને તેના પ્રભાવથી નવમી ગ્રૈવેયક સુધીના વૈમાનોમા અનંતવાર પેદા થયો, પરંતુ આત્માના ભેદવિજ્ઞાન (સમ્યગ્જ્ઞાન અથવા સ્વાનુભવ) વિના તે જીવને ત્યા પણ લેશમાત્ર સુખ મળ્યુ નહિ

ગાથા ૫

સમ્યગ્જ્ઞાનના દોષ અને મનુષ્યપર્યાય વગેરેની દુર્લભતા

तातै जिनवर कथित तत्त्व अभ्यास करीजै ।
संशय विभ्रम मोह त्याग, आपो लख लीजै ।
यह मानुष पर्याय, सुकुल, सुनिवो जिनवानी ।
इह विध गये न मिलै, सुमणि ज्यो उदधि समानी ॥

અન્વયાર્થ-(તાતૈ) તેથી (જિનવર કથિત) જિનેન્દ્ર ભગવાને કહેલા (તત્ત્વ) પરમાર્થ તત્ત્વનુ (અભ્યાસ) પઠન-પાઠન (કરીજૈ) કરવુ જોઈએ, અને [સંશય] સંશય (વિભ્રમ) વિપર્યય તથા (મોહ) અનધ્યવસાયને (ત્યાગ) છોડીને (આપો) પોતાના આત્માનુ સ્વરૂપ (લખ લીજૈ) લક્ષમા લેવુ જોઈએ

-ઓળખવુ જોઈએ [જો એમ ન કર્યું તો] (યહ) આ (માનુષપર્યાય) મનુષ્ય પર્યાય, (સુકુલ) ઉત્તમ શ્રાવક કૂળ અને (જિનવાણી) જિનવાણીનુ (સૂનના) સાભળવુ (ઈહ વિધ એવો સુયોગ (ગયે) વિતી ગયા પછી, (ઉદધિ) સમુદ્રમા (સમાની) ડૂબેલા (સુમણિ જ્યો) સાચા રત્નની માફક ફરીને (ન મિલૈ) મળવો કઠણ છે

**ભાવાર્થઃ**-આત્મા અને પરવસ્તુઓના ભેદ વિજ્ઞાનને પ્રાપ્ત કરવા માટે જિનદેવે પ્રરુપેલા સાચા તત્ત્વોનુ પઠન-પાઠન (મનન) કરવુ જોઈએ, અને સ શય,* વિપર્યય* તથા અનધ્યવસાય× એ ગમ્ય જ્ઞાનના ત્રણ દોષોને દૂર કરી આત્મસ્વરૂપ જાણવુ જોઈએ, કારણ કે, જેવી રીતે સમુદ્રમા ડૂબેલુ અમુ્ય રત્ન ફરીને હાથ આવતુ નથી તેવી રીતે મનુષ્યપર્યાય ઉત્તમ શ્રાવક કુળ અને જિનવચનોનુ શ્રવણ વગેરે

---

* સ શય-વિરુદ્ધાનકકોટિસ્પર્શિ જ્ઞાન સ શય = આ પ્રમાણે છે કે આ પ્રમાણે છે એવ જે પરસ્પ વિરુદ્ધના પૂર્વક બે પ્રકા રૂપ જ્ઞાન તને સ શય કહે છે

*વિપર્યય વિપરીતૈકકોટિનિશ્ચયા વિપયય =વસ્ત સ્વરૂ પથી વિરુદ્ધતાપૂર્વક આ આમ જ છે એવુ નિશ્ચય જ્ઞાન તેનુ નામ વિપર્યય છે

×અનધ્યવસાય કિમિત્યાલોચનમાત્રમનધ્યવસાય = કાઈક છે એવો નિર્ધાર રહિત વિચાર તેનુ નામ અનધ્યવસાય છે

સુયોગ પણ વીતિ ગયા પછી ફરી ફરીને પ્રાપ્ત થતો નથી, તેથી આ અપૂર્વ અવસર ન ગુમાવતાં આત્મસ્વરૂપની ઓળખાણ (સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ) કરીને આ મનુષ્ય જન્મ સફળ કરવો જોઈએ

## ગાથા ૬

### સમ્યગ્જ્ઞાનનો મહિમા અને કારણ

धन समाज गज बाज, राज तो काज न आवै ।
ज्ञान आपको रूप भये, फिर अचल रहावै ॥
तास ज्ञानको कारन, स्वपर विवेक बखानौ ।
कोटि उपाय बनाय भव्य ताको उर आनौ ॥

**અન્વયાર્થ**:-(ધન) પૈસા, (સમાજ) કુટુંબ, (ગજ) હાથી, (બાજ) ઘોડા, (રાજ) રાજ્ય (તો) તો (કાજ) પોતાના કામમાં (ન આવૈ) આવતા નથી, પણ (જ્ઞાન) સમ્યગ્જ્ઞાન (આપકોરૂપ) આત્મા નુ સ્વરૂપ છે-જે (ભયે) પ્રાપ્ત થયા (ફિર) પછી (અચલ) અચળ (રહાવૈ) રહે છે (તાસ) તે (જ્ઞાનકો) સમ્યગ્જ્ઞાનનું (કારન) કારણ (સ્વ-પર વિવેક) આત્મા અને પર વસ્તુઓનુ ભેદ વિજ્ઞાન (બખાનૌ) કહ્યુ છે, [તેથી] (ભવ્ય) હે ભવ્ય જીવો! (કોટિ) કરોડો (ઉપાય) ઉપાયો (બનાય) કરીને (તાકો) તે ભેદ વિજ્ઞાનને (ઉર આનૌ) હૃદયમાં ધારણ કરો

**ભાવાર્થ**-ધન, કુટુંબ, નોકર-ચાકર, હાથી, ઘોડા અને રાજ્યાદિ કોઈ પણ પદાર્થ આત્માને

સુધારવામા સહાયક થતા નથી, થોડા દિવસ સાથે રહીને અવશ્ય નાશ પામે છે, પણ સમ્યગ્જ્ઞાન આત્માનુ સ્વરૂપ છે, તે એકવાર પ્રાપ્ત થયા પછી અક્ષય થઈ જાય છે– કદી નાશ પામતુ નથી એટલે પર પરાએ કેવળજ્ઞાનપણાને પામીને પછી અટળ એકરૂપ રહે છે, (અનતકાળ સુધી આત્માને સાથ તે કેવળજ્ઞાન છોડતુ નથી) આત્મા અને પર વસ્તુઓનુ ભેદ વિજ્ઞાન જ તે સમ્યગ્જ્ઞાનનુ કારણ છે, તેથી દરેક આત્મહિતેચ્છુ ભવ્ય જીવોએ કરોડો ઉપાય કરીને આ ભેદવિજ્ઞાન પ્રાપ્ત કરીને સમ્ય ગ્જ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ

ગાથા ૭

સમ્યગ્જ્ઞાનનો મહિમા અને વિષયોની ઈચ્છા રોકવાનો ઉપાય

जे पूरव शिव गये, जाहि, अरु आगे जै हैं ।
सो सब महिमा ज्ञानतनी, मुनिनाथ कहैं हैं ॥
विषय-चाह दव-दाह, जगत जन अरनि दझावे ।
तास उपाय न आन, ज्ञान घनघान बुझावैं ॥

અન્વયાર્થ–(પૂરવ) પૂર્વે (જે) જે જીવો (શિવ) મોક્ષમા (ગયે) ગયા છે (અબ) વર્તમાનમા (જાહિ) જાય છે (અરૂ) અને (આગે) ભવિષ્યમા (જૈ હૈં) જે જશે (સો) એ (સબ) બધો (જ્ઞાન તની) સમ્યગ્જ્ઞાનનો (મહિમા) પ્રભાવ છે એમ (મુનિનાથ)

જિનેન્દ્રદેવ અથવા ગણધરદેવે (કહે હૈં) કહ્યું છે. (વિષય ચાહ) પાંચ ઇન્દ્રિયોના વિષયોની ઇચ્છારૂપી (દવદાહ) ભયંકર દાવાનળ (જગતજન) સંસારી જીવોરૂપી (અરનિ) અરણ્ય-જુના પુરાણા જંગલને (દઝાવૈ) બાળી રહ્યો છે, (તાસ) તેની શાંતિનો (ઉપાય) ઉપાય (આન) બીજો (ન) નથી, [માત્ર] (જ્ઞાનઘનઘાન) જ્ઞાનરૂપી વરસાદનો સમૂહ (બૂઝાવૈ) શાંત કરે છે.

ભાવાર્થ–ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાળોમાં જે જીવો મોક્ષમાં ગયા છે, જશે અને (વર્તમાનમાં વિદેહ ક્ષેત્રથી) જાય છે તે આ સમ્યગ્જ્ઞાનનો જ પ્રભાવ છે એમ પૂર્વાચાર્યોએ બતાવ્યું છે. જેવી રીતે દાવાનલ (વનમાં લાગેલી આગ) ત્યાંની બધી વસ્તુઓને ભસ્મ કરી નાખે છે તેવી રીતે પાંચ ઇન્દ્રિયો સંબંધી વિષયોની ઇચ્છા સંસારી જીવોને બાળે છે–દુઃખ આપે છે, અને જેવી રીતે ધોધમાર વરસાદ તે દાવાનળને બુઝાવી નાખે છે તેવી રીતે આ સમ્યગ્જ્ઞાન તે વિષયોની ઇચ્છાને શાંત કરે છે—નષ્ટ કરે છે.

ગાથા ૮

પુણ્ય-પાપમાં હર્ષ વિષાદનો નિષેધ અને સાર સાર વાત

पुण्य पाप-फलमाहिं, हरख विलखौ मत भाई ।
यह पुद्‌गल परजाय, उपजि विनसैं फिर थाई ॥

लाख बात की बात यहै, निश्चय उर लाओ।
तोरि सकल जग-दंद-फंद, नित आतम ध्याओ॥

**અન્વયાર્થ**-(ભાઈ) હે આત્મહિતૈષી પ્રાણી! (પુણ્યફલમાહીં) પુણ્યના ફળોમા (હરખ મત) હર્ષ ન કર, અને (પાપફલમાહીં) પાપના ફળોમા (વિલખૌ મત) દ્વેષ ન કર [કારણકે આ પુણ્ય અને પાપ] (પુદ્ગલ પરજાય) પુદ્ગલની પર્યાય છે, [તે] (ઉપજિ) ઉત્પન્ન થઈને (વિનસૈ) નાશ પામી જાય છે અને (ફિર) ફરીને (થાઈ) ઉત્પન્ન થાય છે (ઉર) પોતાના અંતરમા (નિશ્ચય) નિશ્ચયથી-ખરેખર (લાખ બાતકી બાત) લાખો વાતોનો સાર (યહૈ) આ જ પ્રમાણે (લાઓ) ગ્રહણ કરો કે- (સકલ) બધા-એટલે પુણ્ય અને પાપ સહિત (જગદંદફંદ) સંસારના ઝગડા-પ્રપંચોને (તોરિ) હઠાવીને (નિત) હંમેશા (આતમ ધ્યાવો) પોતાના આત્માનું ધ્યાન કરો

**ભાવાર્થ**-આત્મહિતૈષી જીવનું કર્તવ્ય છે કે તે ધનાદિક પુણ્યના ફળોમા હર્ષ અર્થાત્ રાગ, અને તેના વિયોગઆદિ પાપના ફળોમા શોક અર્થાત્ દ્વેષ ન કરે, કારણ કે તે પુણ્ય-પાપ પુદ્ગલરૂપ કર્મની પર્યાયો-હાલતો છે, જે ક્રમેક્રમે રહેટના ઘડાની જેમ (રહેટનો ઘડો ભરાય અને ઠલવાય છે તેમ) એક પછી એક ઉત્પન્ન થાય છે

મને નાશ પામે છે, અને વળી ફરી ઉત્પન્ન થાય છે લાખો વાતોનો સાર એ જ છે કે સંસાર સંબંધી બધા-પુણ્ય અને પાપ સહિત-ઝગડા (પ્રપંચો, શલ્યો, ચિંતાઓ)થી સંબંધ તોડીને હંમેશા આત્મચિંતવન કરો સદા ગૃહસ્થપણામાં ફસાઈને આત્મ કલ્યાણ કરવામાં આળસુ થવું યોગ્ય નથી જેટલો વખત બની શકે તેટલો વખત આત્મચિંતવન-સમ્યગ્જ્ઞાનનો અનુભવ કરવો જોઈએ

ગાથા ૯

સમ્યક્ચારિત્રનો સમય અને ભેદ તથા અહિંસા-અણુવ્રત અને સત્ય અણુવ્રતનું લક્ષણ વગેરે

सम्यग्ज्ञानी होय, बहुरि दिढ चारित लीजै ।
एकदेश अरु सकलदेश, तसु भेद कहीजै ॥
त्रसहिंसा को त्याग, वृथा थावर न सँघारै ।
पर वधकार कठोर निंद्य, नहिं वयन उचारै ॥

અન્વયાર્થ:-(સમ્યગ્જ્ઞાની) સમ્યગ્જ્ઞાની (હોય) થઈને (બહુરિ) પછી (દિઢ) દૃઢ (ચારિત) સમ્યક્ચારિત્ર (લીજૈ) પાળવું જોઈએ, (તસુ) તેના [તે સમ્યક્ચારિત્રના] (એકદેશ) એકદેશ (અરુ) અને (સકલદેશ) સર્વદેશ [એવા બે] (ભેદ) ભેદ (કહીજૈ) કહેવામાં આવ્યા છે [તેમાં] (ત્રસહિંસા) ત્રસ જીવોની હિંસાનો (ત્યાગ) ત્યાગ કરવો અને (વૃથા) કારણ વગર (થાવર) સ્થાવર જીવોનો (ન સંઘારૈ) ઘાત ન કરવો

[તે અહિંસા-અણુવ્રત કહેવાય છે], (પરવધકાર) બીજાને દુઃખદાયક, (કઠોર) કઠોર-કડવા [અને] (નિંદ્ય) નિંદાયોગ્ય (વયન) વચન (નહિ ઉચારે) ન બોલવા [તે સત્ય-અણુવ્રત કહેવાય છે]

**ભાવાર્થ**-સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરી સમ્યક્‌ચારિત્ર ધારણ કરવું જોઈએ તે સમ્યક્‌ચારિત્રના બે ભેદ છે-(૧) એકદેશ (-અણુ, દેશ, સ્થૂળ) ચારિત્ર અને (૨) સર્વદેશ (-સકલ, મહા, સૂક્ષ્મ) ચારિત્ર, તેમાં સકલચારિત્રનું પાલન મુનિરાજ કરે છે અને દેશ ચારિત્રનું પાલન શ્રાવક કરે છે આ ચોથી ઢાળમાં દેશચારિત્રનું વર્ણન કરવામાં આવ્યું છે, સકલ ચારિત્રનું વર્ણન છઠ્ઠી ઢાળમાં કરવામાં આવશે

ત્રસજીવોની સંકલ્પી હિંસાનો સર્વથા ત્યાગ કરી નિષ્પ્રયોજન સ્થાવર જીવોનો ઘાત ન કરવો તે અહિંસા-અણુવ્રત છે

બીજાના પ્રાણોને ઘાતક, કઠોર અને નિંદનીય વચન ન બોલવા [અને બીજા પાસે ન બોલાવવા] તે સત્ય-અણુવ્રત છે

---

નોંધ (૧) આ અહિંસા અણુવ્રતનો ધારક જીવ 'હું આ જીવને મારું' એ પ્રમાણે ઇરાદા પૂર્વક કોઈ ત્રસજીવની સંકલ્પી હિંસા કરતો નથી પરંતુ આ વ્રતનો ધારક આરંભી ઉદ્યોગીની અને વિરોધિની હિંસાનો ત્યાગી હોતો નથી, તે પોતાના ધર્મ અને પ્રાણ વગેરેની રક્ષાના

ગાથા ૧૦

અચૌર્યાણુવ્રત, બ્રહ્મચર્યાણુવ્રત, પરિગ્રહપરિમાણાણુવ્રત, તથા દિગ્વ્રતનું લક્ષણ

जल मृतिका विन और नाहिं कछु गहै अदत्ता ।
निजवनिता विन सकल नारिसों रहै विरत्ता ॥
अपनी शक्ति विचार, परिग्रह थोरो राखै ।
दश दिश गमन प्रमाण ठान, तसु सीम न नाखै ॥

અન્વયાર્થ-(જલ મૃતિકા વિન) પાણી અને માટી સિવાયની (ઔર કછુ) બીજી કોઈ ચીજ (અદત્તા) દીધા વિના (નાહિં) ન (ગહે) લેવી [તેને અચૌર્યાણુવ્રત કહે છે] (નિજ) પોતાની (વનિતા વિન) સ્ત્રી સિવાય (સકલ નારિનો) બીજી સર્વ સ્ત્રીઓથી (વિરત્તા) વિરકત (રહૈ) રહે [તે બ્રહ્મચર્યાણુવ્રત છે]. (અપની) પોતાની (શકિત વિચાર) શક્તિ વિચારીને (પરિગ્રહ) પરિગ્રહ (થોરો) મર્યા

હેતુથી, બીજો ઉપાય ન હોય ત્યા હથિયાર વગેરેથી શત્રુઓનો સામનો પણ કરે છે-એમ પંચાધ્યાયી વગેરે શાસ્ત્રોમા સ્પષ્ટ લખ્યુ છે.

(૨) પ્રમાદ અને કષાયના નિમિત્તથી જ્યા પ્રાણઘાત કરવામાં આવે છે ત્યા જ હિંસાનો દોષ લાગે છે, જ્યા તેનુ નિમિત્ત નથી ત્યા પ્રાણઘાત હોવા છતા પણ હિંસાનો દોષ લાગતો નથી જેમ-વૈદ્ય, ડૉકટર અને શિક્ષકને, પ્રાણઘાત હોવા છતા પણ હિંસાનુ પાપ લાગતુ નથી આ રીતે બીજા પાપોના વિષયમા પણ સમજી લેવુ

દિત (રાખેં) રાખવો [તે પરિગ્રહ પરિમાણાણુવ્રત છે]. (દશ દિશ) દશ દિશાઓમાં (ગમન) જવા-આવવાની (પ્રમાણ) મર્યાદા (ઠાન) રાખીને (તસુ) તેની (સીમા) હદનું (ન નાખૈ) ઉલ્લંઘન ન કરવું [તે દિગ્વ્રત નામનું અણુવ્રત છે].

ભાવાર્થઃ–જન સમુદાય માટે જ્યાં અટકાયત ન હોય અને કોઈ ખાસ વ્યક્તિની માલિકી ન હોય એવા પાણી અને માટી જેવી વસ્તુ સિવાયની પોતાની માલિકી ન હોય એવી પારકી વસ્તુને તેના માલિકના દીધા વગર ન લેવી [તથા ઉપાડીને બીજાને ન દેવી] તેને અચૌર્યાણુવ્રત કહે છે.

જેની સાથે વિધિપ્રમાણે વિવાહ થયો હોય એવી પોતાની પરણેલી સ્ત્રી સિવાય બીજી બધી સ્ત્રીઓથી વિરક્ત રહેવું (તેની સાથે મા, બહેન અને પુત્રી સમાન જોવું, અને સ્ત્રીઓએ પોતાના સ્વામીને છોડીને બીજા બધાં પુરુષોને પિતા, ભાઈ અને પુત્ર સમાન સમજવાં) તે બ્રહ્મચર્યાણુવ્રત છે.

પોતાની શક્તિ અને પોતાની યોગ્યતાનો ખ્યાલ રાખીને જીવન પર્યંતને માટે ધન, ધાન્ય આદિ બાહ્ય પરિગ્રહોનું પરિમાણ (માપ) કરીને તેનાથી વધારેની ઇચ્છા ન કરવી તેને પરિગ્રહ પરિમાણાણુવ્રત× કહે છે.

× નોંધ–આ પાંચે...

દશે દિશાઓમાં જવા-આવવાની મર્યાદા નક્કી કરીને જિંદગી સુધી તેનું ઉલ્લંઘન ન કરવું તેને દિગ્વ્રત કહેવાય છે, તેમાં દિશાઓની મર્યાદા નક્કી કરવામાં આવતી હોવાથી તેને 'દિગ-વ્રત' કહેવાય છે.

### ગાથા ૧૧ (પૂર્વાર્ધ)

**દેશવ્રત [દેશાવગાશિક] નામના ગુણવ્રતનું લક્ષણ**

ताहूमें फिर ग्राम, गली गृह बाग बजारा ।
गमनागमन प्रमाण, ठान अन सकल निवारा ॥

**અન્વયાર્થ**:-(ફિર) પછી (તાહૂમેં) તેમાં [કોઈ પ્રસિદ્ધ-પ્રસિદ્ધ] (ગ્રામ) ગામ (ગલી) શેરી (ગૃહ) મકાન (બાગ) બગીચા અને (બજારા) બજાર સુધી (ગમનાગમન) જવા-આવવાનું (પ્રમાણ) માપ (ઠાન) રાખીને (અન) બીજા (સકલ) બધાનો (નિવારા) ત્યાગ કરવો [તેને દેશવ્રત અથવા દેશાવગાશિકવ્રત કહે છે.]

**ભાવાર્થ**:-દિગ્વ્રતમાં જિંદગી સુધી કરવામાં આવેલી જવા-આવવાના ક્ષેત્રની મર્યાદામાં પણ (ઘડી, કલાક, દિવસ, મહિના વગેરે કાળના નિયમથી) કોઈ પ્રસિદ્ધ ગામ, રસ્તો, મકાન અને બજાર સુધી

---

ચર્ય અને પરિગ્રહપરિમાણ) અણુવ્રત છે; કારણ કે તે હિંસાદિકને લોકમાં પણ પાપ માનવામાં આવે છે, તેનો આ વ્રતોમાં એક દેશ (સ્થૂળપણે) ત્યાગ કરવામાં આવ્યો છે અને તેને લીધે જ તે અણુવ્રત કહેવાય છે.

જવા-આવવાની મર્યાદા કરીને તેનાથી અધિક હદમાં ન જવુ તે દેશવ્રત કહેવાય છે

### ગાથા ૧૧ (ઉત્તરાર્ધ) તથા ૧૨

#### પાંચ અનર્થદંડવ્રતોનુ લક્ષણ

काहूकी धन हानि, किसी जय हार न चितै ।
देय न सो उपदश, होय अघ वनज कृषीतै ॥११॥
कर प्रमाद जल भूमि, वृक्ष पावक न विराधै ।
असि धनु हल हिंसोपकरण नहि दे यश लाधै ॥
राग द्वेष-करतार, कथा कबहु न सुनीजै ।
औरहु अनरथ दंड, हेतु अघ तिन्हे न कीजै ॥

અન્વયાર્થ-૧-(કાહૂકી) કોઇના (ધન હાનિ) ધનના નાશનો, (કિસી) કોઇની (જય) જીતનો [અગર] (હાર) કોઇની હારનો (ન ચિન્તૈ) વિચાર ન કરવો [તેને અપધ્યાન અનર્થદંડવ્રત કહેવાય છે] ૨-(વનજ) વ્યાપાર અને (કૃષીતૈ) ખેતીથી (અઘ) પાપ (હોય) થાય છે, તેથી (સો) એનો (ઉપદેશ) ઉપદેશ (ન દેય) ન દેવો [તેને પાપોપદેશ અનર્થદંડવ્રત કહેવાય છે] ૩-(પ્રમાદ કર) પ્રમાદથી [પ્રયોજન વગર] (જલ) જલકાયિક (ભૂમિ) પૃથ્વીકાયિક (વૃક્ષ) વનસ્પતિકાયિક (પાવક) અગ્નિકાય [અને વાયુકાય]ના જીવોનો (ન વિરાધૈ) ઘાત ન કરવો [તે પ્રમાદચર્યા અનર્થદંડવ્રત કહેવાય છે] ૪-(અસિ) તલવાર (ધનુ) ધનુષ્ય (હલ) હળ [વિગેરે] (હિંસો

પ્રકરણ) હિંસા થવામાં કારણભૂત પદાર્થોને (દે) આપીને (યશ) જશ (નહિ લાધૈ) ન લેવો [તે હિંસાદાન અનર્થદંડ કહેવાય છે.] ૫-(રાગ-દ્વેષ કરતાર) રાગ અને દ્વેષ ઉત્પન્ન કરનારાળી (કથા) કથાઓ (કબહૂ) ક્યારે પણ (ન સુની જૈ) સાંભળવી નહિ [તે દુઃશ્રુતિ અનર્થદંડવ્રત કહેવાય છે] (ઔર હુ) અને બીજા પણ (અઘ હેતુ) પાપના કારણો (અનરથ દંડ) અનર્થ દંડ છે (તિન્હૈ) તેને પણ (ન કીજૈ) કરવા નહિ

ભાવાર્થ-ઇર્ષ્યાથી કોઇના ધનનો નાશ, હાર અથવા જીત વગેરેનો નિંદ્ય વિચાર ન કરવો તે પહેલુ અપધ્યાન અનર્થદંડવ્રત કહેવાય છે-૧. હિંસારૂપ પાપજનક વ્યાપાર અને ખેતી વગેરેનો ખિનજરૂરી ઉપદેશ ન આપવો તે પાપોપદેશ અનર્થદંડવ્રત છે.-૨ પ્રમાદને વશ થઇને પ્રયોજન વિના પાણી ઢોળવુ, જમીન ખોદવી, ઝાડ કાપવા, આગ લગાડવી [અને હવા લગાડવી] એ વગેરેનો ત્યાગ કરવો [અર્થાત્] પાંચ કાયના જીવોની હિંસા ન કરવી] તેને પ્રમાદ ચર્યા અનર્થદંડવ્રત કહેવાય છે-૩ જશ મેળવવા માટે, તલવાર વગેરે હિંસાના કારણભૂત હથિયારોને બીજા કોઇ માગે તો ન આપવા તેને હિંસાદાન અનર્થદંડ વ્રત કહેવાય છે-૪. રાગ-દ્વેષ ઉત્પન્ન કરવાવાળી વિકથા, કિસ્સા

કે વાતો વગેરે સાભળવાનો ત્યાગ કરવો તે દુ શ્રુતિ અનર્થદંડવ્રત કહેવાય છે. *

### ગાથા ૧૩
### સામાયિક પૌષધ ભોગોપભોગ પરિમાણુ અતિથિ સ વિભાગવ્રત

घर उर समताभाव, सदा सामायिक करिये ।
परव चतुष्टयमाहिं, पाप तज प्रोषध धरिये ॥
भोग और उपभोग, नियमकरि ममत निवारै ।
मुनिको भोजन देय फेर निज करहि अहारै ॥

અન્વયાર્થ – (ઉર) મનમા (સમતા ભાવ) નિર્વિકલ્પતા અર્થાત શલ્યના અભાવને (ધર) ધારણ કરીને (સદા) હમેશ (સામાયિક) સામાયિક (કરિયે) કરવી [તે સામાયિક શિક્ષાવ્રત છે] (પરવ ચતુષ્ટય માહિં) ચાર પર્વના દિવસોમા (પાપ) પાપકાર્યોને (તજ) છોડીને (પ્રોષધ) પ્રોષધ-ઉપવાસ (ધરિયે) કરવો [તે પ્રોષધ ઉપવાસ શિક્ષાવ્રત છે] (ભોગ) ભોગરૂપ વસ્તુઓનુ અને (ઉપભોગ) ઉપભોગરૂપ વસ્તુઓનુ (નિયમ કરિ) પરિમાણુ કરી–માપ કરી [બાકીની સર્વ વસ્તુઓ ઉપરથી] (મમત) મોહ

* નોંધ-અનર્થદંડ વ્રત બીજા પણ ઘણા છે પાચ બતાવવા તે યુગનાની અપેક્ષાએ છે અથવા દિગ્દર્શન માત્ર છે આ સર્વે પાપજનક છે માટે તેનો ત્યાગ કરવો પાપજનક નિષ્પ્રયોજન કાર્ય અનર્થદંડ કહેવાય છે.

(નિવારે) કાઢી નાખે [તે ભોગ-ઉપભોગ પરિમાણવ્રત છે] (મુનિકો) વીતરાગીમુનિ વગેરે પાત્રોને (ભોજન) આહાર (દિય) દઈને (ફિર) પછી (નિજ અહારે) પોતે ભોજન કરે [તે અતિથિસંવિભાગવ્રત કહેવાય છે]

ભાવાર્થ—રાગ-દ્વેષને છોડીને, પોતાના પરિણામોને સ્થિર કરી એકાંત સ્થાનમાં દરરોજ વિધિપૂર્વક સામાયિક કરવી તે સામાયિક શિક્ષાવ્રત છે-૧. દરેક આઠમ તથા ચૌદશના રોજ કષાય અને વ્યાપાર વગેરે આરંભના કાર્યોને છોડીને [ધર્મધ્યાન પૂર્વક] પૌષધ સહિત ઉપવાસ કરવો તે પૌષધ-ઉપવાસ શિક્ષાવ્રત કહેવાય છે-૨ પરિગ્રહ પરિમાણ અણુવ્રતમાં મુકરર કરેલી ભોગોપભોગની વસ્તુઓમાં જીંદગી સુધીને માટે અથવા કોઈ મુકરર કરેલા સમય સુધીને માટે નિયમ (પરિમાણ, હદ) કરવું તેને ભોગોપભોગપરિમાણ શિક્ષાવ્રત કહેવાય છે-૩. મુનિ વગેરે પાત્રોને આહાર કરાવ્યા પછી પોતે ભોજન કરે તે અતિથિસંવિભાગ શિક્ષાવ્રત કહેવાય છે

ગાથા ૧૪

નિરતિચાર શ્રાવકવ્રત પાળવાનું ફળ

बारह व्रत के अतिचार, पन पन न लगावै ।
मरण समै सन्यास धारि, तसु दोष नशावै ॥
यों श्रावक व्रत पाल, स्वर्ग सोलम उपजावै ।
तहँतैं चय नरजन्म पाय, मुनि ह्वै शिव जावै ॥

**અન્વયાર્થ:–** જે જીવ (બારહ· વ્રતકે) બાર વ્રતોનાં (પન પન) પાંચ–પાંચ (અતિચાર) અતિચારોને (ન લગાવૈ) લગાડતો નથી, અને (મરણ સમૈ) મરણ વખતે (સન્યાસ) સમાધિ (ધાર) ધારણ કરીને (તસુ) તેના (દોષ) દોષોને (નશાવૈ) દૂર કરે છે તે (યોં) આ પ્રકારે (શ્રાવક વ્રત) શ્રાવકના વ્રતો (પાલ) પાળીને (સોલહ) સોળમા (સ્વર્ગ) સ્વર્ગસુધી (ઉપજાવૈ) ઉપજે છે, [અને] (તહતૈં) ત્યાંથી (ચય) મરણ પામીને (નર જન્મ) મનુષ્ય પર્યાય (પાય) પામીને (મુનિ) મુનિ (હ્વૈ) થઈને (શિવ) મોક્ષ (જાવૈ) જાય છે.

**ભાવાર્થ:–** જે જીવ શ્રાવકના ઉપર કહેલાં બાર વ્રતોને વિધિપૂર્વક જીવનપર્યંત પાળતાં તેનાં પાંચ–પાંચ અતિચારોને પણ ટાળે છે અને મૃત્યુ વખતે પૂર્વ અવસ્થામાં ઉપાર્જન કરેલાં દોષો નાશ કરવા માટે વિધિપૂર્વક સમાધિમરણ (સંલ્લેખના) *

* જ્યાં ક્રોધ વગેરેને વશ થઈને ઝેર, શસ્ત્ર અથવા અન્ન ત્યાગ વગેરેથી પ્રાણ છોડવામાં આવે છે ત્યાં 'આપઘાત' કહેવાય છે; પણ 'સંલ્લેખના' માં આત્મકલ્યાણ (ધર્મ) ના હેતુથી શરીર અને કષાયને કૃષ કરતાં થકાં શરીરનો ત્યાગ કરવામાં આવે છે ત્યાં કષાયભાવ તથા વિષભક્ષણ વગેરે નહિ હોવાથી આત્મઘાત (આપઘાત) કહી શકાતો નથી.

ધારણ કરીને તેના પાચ અતિચારોને પણ દૂર કરે છે તે આયુષ્ય પૂર્ણ થતા મરીને વ્રતોના પ્રભાવથી સોળમા સ્વર્ગ સુધી ઉપજે છે × અને ત્યા સાગરો સુધી સુખો ભોગવે છે અને આયુષ્ય પૂર્ણ થતા ત્યાથી મરીને મનુષ્ય પર્યાય પામી મુનિવ્રતોનુ પાલન કરે છે અને ઘણુ કરીને તે જ ભવે મોક્ષ પ્રાપ્ત કરે છે

## ચોથી ઢાળનો સારાંશ

સમ્યગ્દર્શનના અભાવમા જે જ્ઞાન હોય છે તેને કુજ્ઞાન (મિથ્યાજ્ઞાન) કહેવામા આવે છે. સમ્યગ્દર્શન થયા પછી તે જ જ્ઞાનને સમ્યગ્જ્ઞાન કહેવાય છે. આ રીતે જો કે એ બન્ને (સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન) સાથે જ હોય છે, તોપણ તેના લક્ષણો જુદા જુદા છે અને કારણ-કાર્ય ભાવનો તફાવત છે અર્થાત્ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાનનુ કારણ છે

પોતાને અને પર વસ્તુઓને જેવી રીતે છે તેવી રીતે જાણવુ તે સમ્યગ્જ્ઞાન કહેવાય છે, તેનાથી આત્મજ્ઞાન અને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે સમ્યગ્જ્ઞાન સિવાય સુખદાયક વસ્તુ બીજી કોઇ નથી,

---

× एकमपि व्रत विमरु, सम्यग्दृष्टि करोति दृढचित्त ।
तद्विविधर्द्धियुक्तम्, इन्द्रत्व प्राप्यते नियमात् ॥ ६७० ॥
( સ્વામીકાર્તિકેયાનુપ્રેક્ષા શ્લોક-૩૭૦ )

ઉત્તમ શ્રાવક કુળ અને જિનવાણીનું સાંભળવું વગેરે સુયોગ,–જેમ સમુદ્રમાં ડુબેલું રત્ન ફરી હાથ આવતું નથી તેમ,–વારંવાર મળતો નથી, એવા દુર્લભ સુયોગને પામીને તે વ્યર્થ ગુમાવી દેવો તે મૂર્ખતા છે.

સમ્યગ્જ્ઞાનને પ્રાપ્ત કરીને* સમ્યક્ચારિત્ર ધારણ કરવું જોઈએ. તે (સમ્યક્ચારિત્ર) એકદેશ અને સકલદેશ અર્થાત્ અણુવ્રત અને મહાવ્રત એવા ભેદથી બે પ્રકારનું છે, તેમાં સકલ ચારિત્રનું પાલન મુનિ કરે છે અને બારવ્રતરૂપ દેશ ચારિત્રનું પાલન સમ્યગ્દૃષ્ટિ શ્રાવક કરે છે.

જે શ્રાવક આ બાર વ્રતોને નિરતિચાર પાળીને મૃત્યુ વખતે શાસ્ત્રમાં બતાવેલી રીત પ્રમાણે નિરતિચાર સમાધિમરણને ધારણ કરે છે, તે સમતાપૂર્વક આયુષ્ય પૂરું થવાથી યોગ્યતા પ્રમાણે સોળમાં સ્વર્ગ સુધી ઉત્પન્ન થાય છે, અને ત્યાંથી આયુષ્ય પૂર્ણ થતાં મનુષ્ય પર્યાય પામે છે, પછી મુનિવ્રત ધારણ કરી મોક્ષ પામે છે. આથી (સમ્યગ્જ્ઞાન પૂર્વક) સમ્યક્

---

न हि सम्यग व्यपदेश, चारित्रमज्ञानपूर्वकं लभते ।
ज्ञानानन्तरमुक्तं, चारित्राराधनं तस्मात् ॥ ३८ ॥
[પુરુષાર્થ સિદ્ધિ ઉપાય]

અર્થ–અજ્ઞાન પૂર્વક ચારિત્ર સમ્યક્ કહેવાતું નથી તેથી ચારિત્રનું આરાધન જ્ઞાન થયા પછી કહેવાય છે.

**અનધ્યવસાય(મોહ)**– 'કાંઇક છે' એવા નિશ્ચય રહિત જ્ઞાનને અનધ્યવસાય કહેવાય છે

**અનર્થદંડ**– પ્રયોજન વગર મન, વચન કાયાની અશુભ પ્રવૃત્તિ

**અનર્થદંડવ્રત**– પ્રયોજન વગરની મન, વચન કાયાની અશુભ પ્રવૃત્તિનો ત્યાગ

**અવધિજ્ઞાન**– દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવની મર્યાદાપૂર્વક રૂપી પદાર્થોને સ્પષ્ટ જાણનાર જ્ઞાન

**ઉપભોગ**– વારંવાર ભોગવી શકાય તેવી વસ્તુ

**ગુણ**– દ્રવ્યના બધા ભાગમાં અને બધી હાલતમાં જે હમેશા રહે છે તે

**ગુણવ્રત**– અણુવ્રતો અને મૂળગુણોને પુષ્ટિ કરનાર વ્રત

**પર**–આત્માથી (જીવથી) જુદી વસ્તુઓને પર કહેવાય છે

**પરોક્ષ**–ઇન્દ્રિયો વગેરેની સહાયતાથી થવાવાળુ જ્ઞાન

**પ્રત્યક્ષ**–ઇન્દ્રિયો વગેરેની સહાયતા વગર થવાવાળુ જ્ઞાન

**પર્યાય** ગુણોનો વિકાર (ફેરફાર) અથવા ભેદ

**ભોગ**–એક જ વાર ભોગવી શકાય તેવી વસ્તુ

**મતિજ્ઞાન**–ઇન્દ્રિયો અને મનની સહાયતાથી વસ્તુને જાણવાવાળુ જ્ઞાન

**મહાવ્રત**–હિંસા વગેરે પાંચ પાપોનો સર્વથા ત્યાગ કરવો તે

**મનપર્યય જ્ઞાન**–દ્રવ્ય, ક્ષેત્ર કાળ–ભાવની મર્યાદાથી બીજાના મનમાં રહેલ સરળ અથવા ગૂઢ, રૂપી પદાર્થોને જાણવાવાળુ જ્ઞાન

૩-પ્રોષધમા તો આરંભ અને વિષય કષાયાદિનો ત્યાગ કરવા છતા એકવાર ભોજન કરવામા આવે છે, ઉપવાસમા ભોજનનો સર્વથા ત્યાગ હોય છે, અને પ્રૌષધ-ઉપવાસમા આરંભ, વિષય-કષાય અને આહારનો ત્યાગ તથા તેની ધારણા અને પારણાના દિવસે એટલે કે આગળ પાછળના દિવસે પણ એકાસણુ કરવામા આવે છે

૪-ભોગ તો એક જ વાર ભોગવવા યોગ્ય હોય છે પણ ઉપભોગ વારવાર ભોગવી શકાય છે

---

## ચોથી ઢાળની પ્રશ્નાવલી

૧-અચૌર્યવ્રત, અણુવ્રત, અતિચાર, અતિથિ સવિભાગ, અનધ્યવસાય, અનર્થદડ, અનર્થદડવ્રત અપધ્યાન, અવધિજ્ઞાન, અહિંસાણુવ્રત, ઉપભોગ, કેવળજ્ઞાન, ગુણવ્રત, દિગ્વ્રત, દુઃશ્રુતિ, દેશવ્રત, દેશ-પ્રત્યક્ષ, પરિગ્રહ પરમાણાણુવ્રત, પરોક્ષ, પાપોપદેશ, પ્રત્યક્ષ, પ્રમાદચર્યા, પ્રૌષધ ઉપવાસ, બ્રહ્મચર્યાણુવ્રત ભોગ-ઉપભોગ પરિમાણવ્રત, ભોગ, મતિજ્ઞાન, મન - પર્યયજ્ઞાન, વિપર્યય, વ્રત, શિક્ષાવ્રત, શ્રુતજ્ઞાન, સકલ પ્રત્યક્ષ, સમ્યગ્જ્ઞાન, સત્યાણુવ્રત, સામાયિક, સશય, સ્વસ્ત્રીસંતોષવ્રત અને હિંસાદાન એ—વગેરેના લક્ષણ બતાવો

૨-અણુવ્રત, અનર્થદડવ્રત, કાળ, ગુણવ્રત, દેશ પ્રત્યક્ષ, દિશા, પરોક્ષ, પર્વ, પાત્ર, પ્રત્યક્ષ, વિકથા,

મગ્ણુ દૂર કરવાનો ઉપાય, દર્શન અને જ્ઞાનમા પહેલી ઉત્પત્તિ, ધનાદિકથી લાભ ન થવો, નિરતિચાર શ્રાવ-વ્રત પાળવાથી લાભ, બ્રહ્મચર્યાણુ વ્રતીનો વિચાર, ભેદ વિજ્ઞાનની જરૂર, મનુષ્યપર્યાયની દુર્લભતા તથા તેની સફળતાનો ઉપાય, મરણ વખતનુ કર્તવ્ય વૈદ્ય વગેરે દ્વારા મગ્ણુ થાય છતા અહિંસા, શત્રુનો સામનો કરવો-ન કરવો, સમ્યગ્જ્ઞાન, મિથ્યાજ્ઞાન થવાનો વખત અને તેનો મહિમા, સલ્લેખનાનો વિધિ અને કર્તવ્ય, જ્ઞાન વગર મુક્તિનો તથા સુખનો અભાવ, જ્ઞાનનુ ફળ તથા જ્ઞાની અજ્ઞાનીના કર્મનાશ અને વિષયની ઇચ્છાને શાંત કરવાનો ઉપાય એ વગેરેનુ વર્ણન કરો

૭-અટલ પદાર્થ, અતિથિ સવિભાગનુ બીજુ-નામ, ગૃહસ્થોને ત્યાજ્ય અને અત્યાજ્ય હિંસા, ત્રણ-રોગનો નાશ કરનાર વસ્તુ, મિથ્યાદષ્ટિ મુનિ, વર્તમાનમા મુક્તિ થઈ શકે એવુ ક્ષેત્ર, વ્રતધારીને મળનારી ગતિ, પ્રયોજનભૂત વાત, બધુ જાણનાર જ્ઞાન અને સર્વોત્તમસુખ આપનાર વસ્તુ-વગેરેનુ ફક્ત નામ બતાવો

૮-અમુક શબ્દ, ચરણ અથવા પદનો અર્થ અને ભાવાર્થ બતાવો ચોથી ઢાળનો સારાશ કહો

૯-અણુવ્રત, દિગ્વ્રત, બાર વ્રત, શિક્ષાવ્રત અને દેશચારિત્ર - વિષે જે જાણતા હો તે કહો.

# પાંચમી ઢાળ

## ગાથા-૧

**ભાવનાઓના ચિંતવનનું કારણ, તેના અધિકારી અને તેનું ફળ**

મુનિ સકલવ્રતી બડભાગી, ભવ-ભોગનતૈં વૈરાગી;
વૈરાગ્ય ઉપાવન માઈ, ચિંતૈ અનુપ્રેક્ષા ભાઈ.

અન્વયાર્થ:—(ભાઈ) હે ભવ્યજીવ! (સકલવ્રતી) મહાવ્રતના ધારક (મુનિ) મુનિરાજ (બડભાગી) વિશેષ ભાગ્યવાન છે, કારણ કે તેઓ (ભવ-ભોગનતૈં) સંસાર અને ભોગોથી (વૈરાગી) વિરક્ત હોય છે અને (વૈરાગ્ય) વૈરાગ્યરૂપી પુત્રને (ઉપાવન) ઉત્પન્ન કરવા માટે (માઈ) માતા સમાન (અનુપ્રેક્ષા) બાર ભાવનાઓનું (ચિંતૈ) ચિંતવન કરે છે.

ભાવાર્થ:— પાંચ મહાવ્રતોને ધારણ કરનાર મુનિરાજ મહા ભાગ્યશાળી છે, કેમકે તેઓ સંસાર અને ભોગોથી વિરક્ત થઈ જાય છે, અને જેવી રીતે કોઈ માતા પુત્રને જન્મ આપે છે તેવી રીતે આ બાર ભાવનાઓ વૈરાગ્યને પેદા કરે છે તેથી તે મુનિરાજ વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે આ બાર ભાવનાઓનું ચિંતવન કરે છે.

## ગાથા-૨

**ભાવનાઓનું ફળ અને મોક્ષ સુખ પ્રાપ્તિનો સમય**

इन चिन्तत सम सुख जागैं, जिमि ज्वलन पवन के लागैं।
जब ही जिय आतम जानें, तब ही जिय शिवसुख ठानें ॥

અન્વયાર્થ—(જિમિ) જેવી રીતે (પવનકૈ) પવનના (લાગૈં) લાગવાથી (જ્વલન) અગ્નિ (જાગૈં) ભભૂકી ઊઠે છે, [તેવી રીતે આ બાર ભાવનાઓનું] (ચિંતન) ચિંતવન કરવાથી (સમસુખ) સમતારૂપી સુખ (જાગૃત) પ્રગટ થાય છે [આ ભાવનાઓ દ્વારા] (જબહી) જ્યારે (જિય) જીવ (આતમ) આત્મસ્વરૂપને (જાનૈં) જાણે છે (તબહી) ત્યારે જ (જિય) જીવ (શિવસુખ) મોક્ષસુખને (ઠાન) પ્રાપ્ત કરે છે.

ભાવાર્થ—જેવી રીતે પવન લાગવાથી અગ્નિ એકદમ ભભૂકી ઊઠે છે તેવી રીતે આ બાર ભાવનાઓનું વારંવાર ચિંતવન કરવાથી સમતા (શાંતિ) રૂપી સુખ પ્રગટ થઈ જાય છે—વધી જાય છે. (આ ભાવનાઓ દ્વારા) જ્યારે આ જીવ આત્મસ્વરૂપને જાણે છે અર્થાત્ જ્યારે પર પદાર્થોથી સંબંધ છોડીને સમતારસનું પાન કરે છે—ત્યારે મોક્ષસુખને તે પ્રાપ્ત કરે છે.

## [તે બાર ભાવનાઓનું સ્વરૂપ કહેવાય છે.]

### ગાથા—૩

#### અનિત્ય ભાવના-૧

जोबन गृह गो धन नारी हय गय जन आज्ञाकारी।
इन्द्रीय-भोग छिन थाई, सुरधनु चपला चपलाई ॥

નાશ કરે છે. (મણિ) ચિંતામણી વગેરે મણિ–રત્નો (મંત્ર) મોટા મોટા રક્ષામંત્ર (તંત્ર) ત્રાટકટોડી વગેરે (બહુ હોઇ) ઘણાં છે પણ (મરતે) મરણ પામનારને (કોઈ) તે કોઈ (ન બચાવે) બચાવી શકતું નથી.

ભાવાર્થ:–સંસારમાં જે જે સુરપતિ (ઇન્દ્ર), અસુરપતિ (નાગેન્દ્ર) અને ખગપતિ (ખગેન્દ્ર–ચક્રવર્તી) વગેરે છે તે સર્વનો,–જેમ હરણને સિંહ મારી નાંખે છે તેમ,–મોત નાશ કરે છે. ચિંતામણી વગેરે મણી, મોટા રક્ષામંત્ર અને તંત્ર વગેરે ઘણા છે પણ મરણથી કોઈ પણ બચાવી શકતું નથી. [કહેવાનો આશય એ છે કે–જગતમાં કોઇ શરણ નથી, જ્યાં મહા પુરુષોની પણ આવી દશા છે ત્યા પછી સાધારણ જીવોનું તો પૂછવું જ શું ? કોઇથી રક્ષાની આશા કરવી નકામી છે, મરણથી કોઈ બચાવવાવાળું નથી ] આવો વિચાર કરવો તે બીજી અશરણ ભાવના છે.

### ગાથા–૫

#### સંસાર ભાવના–૩

चहुँगति दुख जीव भरै हैं, परिवर्तन पंच करै है
सबविधि संसार असारा, यामें सुख नाहिं लगारा ॥

અન્વયાર્થ:–(જીવ) જીવ (ચહુંગતિ) ચાર ગતિમાં (દુખ) દુઃખ (ભરૈ હૈં) સહન કરે છે, અને

(પંચ પરાવર્તન) પાંચ પરાવર્તન–પાંચ પ્રકારે પરિભ્રમણ (કરૈ હૈ) કરે છે (સંસાર) સંસાર (સબ વિધિ) સર્વ પ્રકારે (અસારા) સાર વગરનો છે (યામેં) તેમાં (સુખ) સુખ (લગારા) લેશમાત્ર પણ (નાહિ) નથી

**ભાવાર્થ** :—સંસારમાં દરેક જીવ ચાર ગતિનાં દુઃખો સહન કરે છે, અને પાંચે (દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવ) પરાવર્તન કર્યા કરે છે, પરંતુ ક્યારેય શાંતિ પામતો નથી, તેથી ક્ષીને ખરેખર આ સંસાર બધી રીતે સાર રહિત છે, તેમાં જરાપણ સુખ નથી સાંસારીક સુખ તે સાચી રીતે સુખ નથી પણ સુખાભાસ, નાશવાન, ભ્રમરૂપ અને કડવા ફળવાળુ છે—એવો વિચાર કરવો તે ત્રીજી સંસાર ભાવના છે

### ગાથા–૬

#### એકત્વ ભાવના–૪

शुभ अशुभ करम फल जेते, भोगैं जिय एकहि तेते ।
सुत दारा होय न सीरी, सब स्वारथ के हैं भीरी ॥

**અન્વયાર્થ** :–(જે તે) જે જે (શુભકરમફળ) શુભકર્મના અનુકૂળફળ અને (અશુભ કરમફલ) અશુભ કર્મના પ્રતિકૂળ ફળ છે (તે તે) તે બધા, (જિય) આ જીવ (એકહી) એકલો જ (ભોગૈ) ભોગવે છે, (સુત) પુત્ર (દારા) સ્ત્રી (સીરી) સાથી

દાર (ન હોય) થતાં નથી. (સબ) આ બધાં (સ્વારથકે) પોતાની મતલબના (ભીરી) સગાં (હૈ) છે.

ભાવાર્થ:-પોતાના પુણ્યકર્મના અનુકૂળ ફળને અને પાપકર્મનાં પ્રતિકૂળ ફળને દરેક જીવ એકલો જ ભોગવે છે, તેમાં પુત્ર કે સ્ત્રી વગેરે કોઇ પણ ભાગીદાર થતાં નથી. એ સ્ત્રી, પુત્રાદિ બધાં મતલબનાં સાથી (સગાં) છે. જ્યાં સુધી તેમનો સ્વાર્થ સધાય છે ત્યાં સુધી તે પોતાનો સંબંધ રાખે છે, અને પોતાનું હિત સધાતું નથી એમ દેખીને તે આ જીવથી પ્રતિકૂળ થઇ જાય છે, દરેક પ્રાણી પોતે કરેલાં કર્મનું ફળ પોતે એકલો જ ભોગવે છે—એવો વિચાર કરવો તે ચોથી એકત્વ ભાવના છે.

## ગાથા-૭

### અન્યત્વ ભાવના-૫

जल-पय ज्यों जिय-तन मेला, पै भिन्न भिन्न नहिं भेला
तो प्रगट जुदे धन धामा, क्यों ह्वै इक मिल सुत रामा ॥

અન્વયાર્થ:-(જિય તન) જીવ અને શરીર (જલપયજ્યોં) પાણી અને દૂધની જેમ (મેલા) મળેલાં છે (પૈ) તોપણ (ભેલાં) ભેગાં--એકરૂપ (નહિ) નથી, (ભિન્ન ભિન્ન) જુદાં જુદાં છે; (તો) તો પછી (પ્રગટ) બહારમાં પ્રગટરૂપથી (જુદે) જુદાં દેખાય છે એવા (ધન) લક્ષ્મી (ધામા) મકાન (સુત) પુત્ર અને (રામા)

સ્ત્રી વગેરે (મિલિ) મળીને (ઇક) એક (કયોં હુવૈ) કેમ હોઇ શકે ?

**ભાવાર્થ**:–જેમ દૂધ અને પાણી એકમેક થઇને ભેગા મળી જાય છે પરંતુ પોત–પોતાના ગુણ વગેરેની અપેક્ષાએ બન્ને જુદા જુદાં રહે છે, તેમ આ જીવ અને શરીર પણ એકમેક થઇને મળેલાં છે તોપણ તે બન્ને પોતપોતાના સ્વરૂપાદિની અપેક્ષાએ જુદાં જુદાં છે–એક નથી. અને જરાય જુદાં નહિ દેખાતાં એવા જીવ અને શરીર પણ જ્યાં જુદાં જુદા છે તો પછી જુદાં દેખાતાં એવાં ધન, મકાન, પુત્ર અને સ્ત્રી વગેરે પોતા સાથે એક કેવી રીતે હોય? એટલે કે પુત્ર, સ્ત્રી વગેરે કોઇપણ વસ્તુ પોતાની નથી. આ રીતે હું જુદો છું અને તે બધા મારાથી જુદાં છે એવો વિચાર કરવો તે પાચમી અન્યત્વ ભાવના છે.

**સુચના**. એકત્વભાવના પ્રવૃત્તિરૂપ છે અને અન્યત્વ ભાવના નિવૃત્તિરૂપ છે, અથવા તો એકત્વભાવના કાર્યરૂપ છે અને અન્યત્વભાવના કારણરૂપ છે, એકત્વભાવનામાં આત્માના એકત્વપણાનું ચિંતવન કરવામાં આવે છે અને અન્યત્વભાવનામા પરપદાર્થથી જુદાપણાનું ચિંતવન કરવામાં આવે છે, એટલે કે એકત્વભાવનામાં એકતાનુ અને અન્યત્વભાવનામાં.

જુદાપણાનું ચિંતવન કરવામાં આવે છે; તે બે ભાવનાઓમાં આ તફાવત છે.

ગાથા—૯

અશુચિ ભાવના-૬

पल रुधिर राध मल थैंली, कीकस वसादितैं मैंली।
नव द्वार वहैं घिनकारी, अस देह करै किमि यारी ॥

અન્વયાર્થ– જે (પલ) માંસ (રૂધિર) લોહી (રાધ) પરૂ અને (મલ) વિષ્ટાની (થૈલી) કોથળી છે, (કીકસ) હાડકાં (વસાદિતૈં) ચરબી વગેરેથી (મૈલી) અપવિત્ર છે અને જેમાં (ઘિનકારી) તિરસ્કાર ઉત્પન્ન કરાવવાંવાળાં (નવ દ્વાર) નવ દરવાજા (વહૈં) વહે છે (અસ) એવા અપવિત્ર (દેહ) શરીરમાં (યારી) પ્રેમ–રાગ (કિમિ) કેમ (કરૈં) કરાય ?

ભાવાર્થઃ–આ શરીર તો માંસ, લોહી, પરૂ, વિષ્ટા, વગેરેની કોથળી છે અને હાડકાં ચરબી વગેરેથી ભરેલ હોવાથી અપવિત્ર છે; તથા તિરસ્કાર ઉત્પન્ન કરાવનાર નવ દ્વારોથી મેલને બહાર કાઢે છે. એવા અપવિત્ર શરીરમાં રાગ કેમ કરાય ? [અર્થાત્ આ શરીર, ઉપરથી તો માખીની પાંખ જેવી પાતળી ચામડીથી મઢેલું છે તેથી તે બહારથી સુંદર લાગે છે, પણ જો તેની અંદરની હાલતનો વિચાર કરવામાં આવે તો તેમાં ઉપર મુજબ એવી અપવિત્ર ભરી છે કે ામ લેવાથી પણ ઘૃણા 

થાય છે, તેથી તેમા અહંકાર કે રાગ કરવો નકામો છે.] આવો વિચાર કરવો તે છઠ્ઠી અશુચી ભાવના છે

## ગાથા-૯

### આસ્રવ ભાવના—૭

जो योगन की चपलाई तातैं ह्वै आस्रव भाई।
आस्रव दुखकार घनेरे, बुधिवंत तिन्हें निरवेरे॥

**અન્વયાર્થ** -(ભાઇ) હે ભવ્ય જીવ! (યોગનકી) મન, વચન અને કાયા એ ત્રણ યોગોની (જો) જે (ચપલાઇ) ચંચળતા છે (તાતૈં) તેનાથી (આસ્રવ) આસ્રવ (હ્વૈ) થાય છે, અને (આસ્રવ) તે આસ્રવ (ઘનેરે) ઘણુ (દુખકાર) દુખ કરનાર છે, માટે (બુધિવંત) સમજદાર (તિન્હેં) તેને (નિરવેરે) દૂર કરે!

**ભાવાર્થ** -હે ભવ્યજીવો! મન, વચન, અને કાયાની ચંચળતાથી કર્મોનો આસ્રવ થાય છે અર્થાત્ કર્મો આવે છે, અને તે આસ્રવ જીવને બહુ દુઃખ આપનાર છે, તેથી બુદ્ધિમાન તેને દૂર કરે-તેનાથી બચે, આવો વિચાર કરવો તે સાતમી આસ્રવ ભાવના છે

## ગાથા-૧૦

### સંવર ભાવના—૮

जिन पुण्य पाप नहिं कीना, आतम अनुभव चित दीना।
तिनही विधि आवत रोके, संवर लहि सुख अवलोके॥

અન્વયાર્થઃ-(જિન) જેઓએ (પુણ્ય) શુભભાવ અને (પાપ) અશુભભાવ (નહિં કીના) કર્યા નથી, અને માત્ર (આતમ) આત્માના (અનુભવ) ચિંતવનમાં [શુદ્ધ ઉપયોગમાં] (ચિત) જ્ઞાનને (દીના) લગાવ્યું છે (તિનહી) તેઓએ (આવત) આવતાં (વિધિ) કર્મોને (રોકે) રોક્યા છે અને (સંવર લહિ) સંવર પ્રાપ્ત કરીને (સુખ) સુખનો (અવલોકે) સાક્ષાત્કાર કર્યો છે.

ભાવાર્થઃ-શુભઉપયોગ અને અશુભ ઉપયોગ (વિષયાનુરાગ) રૂપ ભાવો બંધનું કારણ હોવાથી તેને જે વિવેકી જીવ કરતો નથી અને માત્ર કર્મ બંધને રોકવાવાળાં આત્માના ચિંતવનમાં (શુદ્ધ-ઉપયોગમાં) જ્ઞાનને લગાવે છે તે આવતાં કર્મોને રોકીને * સંવરને પ્રાપ્ત કરે છે અને સુખ પામે છે— આવો વિચાર કરવો તે આઠમી સંવર ભાવના છે.

## ગાથા-૧૧

### નિર્જરા ભાવના—૯

निज काल पाय विधि झरना, तासों निजकाज न सरना।
तप करि जो कर्म खिपावै, सोई शिव सुख दरसावै ॥

અન્વયાર્થઃ-જે (નિજકાલ) પોત-પોતાનો વખત (પાય) પામીને (વિધિ) કર્મોનું (ઝરના)

* 'आस्रव निरोधः संवरः'-આસ્રવનું રોકવું તે સંવર છે.

ખરી જવું [તે સવિપાક અર્થાત્ અકામ નિર્જરા છે], (તાસૌ) તેનાથી (નિજકાજ) પોતાનું કાર્ય [હિત] (ન સરના) થઈ શકતું નથી, પણ (જો) જે નિર્જરા (તપકરી) તપ કરીને (કર્મ) કર્મોનો (ખિપાવૈ) નાશ કરે છે [તે અવિપાક અથવા સકામ નિર્જરા છે] તે (શિવસુખ) મોક્ષનું સુખ (દરસાવૈ) દેખાડે છે

ભાવાર્થ—પોતપોતાની સ્થિતિ પૂર્ણ કરીને કર્મોનું ખરી જવું તે સવિપાક અથવા અકામ નિર્જરા * કહેવાય છે, એ અકામ (નકામી, વ્યર્થ) નિર્જરાથી આત્માનું કાંઈપણ કલ્યાણ થતું નથી કારણ કે તે કર્મ તો ફળ દઈને જ જુદા પડે છે, પરંતુ તપદ્વારા કર્મોનો નાશ કરવો તે અવિપાક અથવા સકામ નિર્જરા કહેવાય છે, તે સકામ નિર્જરા નવા બંધને રોકી, જુના કર્મોની નિર્જરા કરીને મોક્ષસુખની પ્રાપ્તિ કરાવે છે, તેથી આ

---

*નોંધ—જેવી રીતે કોઈ ડાળ ઉપર પાકેની કેરી પોતાનો પાકવાનો વખત આવે ત્યારે જ પાકે છે અને ખરી પડે છે, તેવી રીતે સવિપાક નિર્જરામા કર્મ પોતાની સ્થિતિ (કાળ) પૂર્ણ થાય ત્યારે જ ફળ આપીને ખરી જાય છે અને જેમ કોઈ માણી કેરીને તોડીને તેને પાલામા નાખીને તેના પાકવાના સમય પહેલા પકાવવામા આવે છે—તેમ અવિપાક નિર્જરામા કર્મની સ્થિતિ પૂરી થયા વિના તપની શક્તિથી તેને નષ્ટ કરવામા આવે છે

સકામ નિર્જરાના કારણોને જાણીને, [ઇચ્છા નિરોધ રૂપી] તપદ્વારા કર્મોનો સ્વય નાશ કરવો જોઇએ–આનો વિચાર કરવો તે નવમી નિર્જરા ભાવના છે

## ગાથા–૧૨

### લોક ભાવના—૧૦

किनहू न करो न धरै को, षड्द्रव्यमयी न हरै को।
सो लोकमाहि बिन समता, दुख सहै जीव नित भ्रमता ॥

**અન્વયાર્થ**-આ સસારને (કિનહૂ) કોઇએ (ન કરી) બનાવ્યો નથી, (કો) કોઇએ (ન ધરૈ) ટકાવી રાખ્યો નથી, (કો) કોઇ (ન હરૈ) નાશ કરી શકતો નથી, [અને તે] (ષડ્દ્રવ્યમયી) છદ્રવ્ય સ્વરૂપ છે–છ દ્રવ્યોથી ભરેલો છે (સો) એવા (લોગમાહિ) સસારમા (બિન સમતા) સતોષ વગર (નિત) હમેશા (ભ્રમતા) ભટકતો થકો (જીવ) જીવ (દુખ સહૈ) દુખ સહન કરે છે

**ભાવાર્થ**-બ્રહ્મા વગેરે કોઇએ આ સસારને બનાવ્યો નથી, વિષ્ણુ અગર તો શેષનાગ વગેરે કોઇએ ટકાવી રાખ્યો નથી તથા મહાદેવ વગેરે કોઇથી પણ નષ્ટ કરી શકાતો નથી, પણ તે છ દ્રવ્યમય છે, [ત્રણ વાતવલય (પવનના થર) થી ટકેલો છે અને તેનો કદી અત નથી,] પોતાથી જ સિધ્ધ છે–એવા આ સસાર (લોક) મા સમતા (સતોષ-શાતિ અર્થાત્ વીતરાગતા) વગર હમેશા

ભટકતો જીવ દુઃખ સહન કરે છે–એવો વિચાર કરવો તે દસમી લોકભાવના છે.

### ગાથા–૧૩
#### બોધિદુર્લભ ભાવના–૧૧

अंतिम ग्रीवक लौं की हद, पायो अनंत विरियां पद।
पर सम्यग्ज्ञान न लाधौ, दुर्लभ निजमें मुनि साधौ ॥

અન્વયાર્થ:–(અંતિમ) છેલ્લી–નવમી (ગ્રીવક-લૌંકી હદ) ગ્રૈવેયક સુધીનાં (પદ) પદ (અનંત વિરિયાં) અનંતવાર (પાયૌ) પામ્યો, છતાં (સમ્યગ્જ્ઞાન) સમ્યગ્જ્ઞાન (ન લાધૌ) પામ્યો નહિ; (દુર્લભ) આવાં દુર્લભ સમ્યગ્જ્ઞાનને (મુનિ) મુનિરાજોએ–જ્ઞાનીઓએ (નિજમેં) પોતાના આત્મામાં (સાધૌ) ધારણ કર્યું છે.

ભાવાર્થ:–મિથ્યાદૃષ્ટિ જીવ મંદ કષાયને કારણે અનેકવાર ગ્રૈવેયક સુધી પેદા થઈને અહમેન્દ્ર પદ પામ્યો છે, પરંતુ તેણે એક વખત પણ સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી, કારણ કે સમ્યગ્જ્ઞાન પામવું તે સરલ કામ નથી–અપૂર્વ છે; એવા દુર્લભ સમ્યગ્જ્ઞાનને ભાવ–મુનિ અને આત્મચિંતવન કરવાવાળા જ પ્રાપ્ત કરે છે. આવો વિચાર કરવો તે અગિયારમી બોધિદુર્લભ ભાવના છે.

### ગાથા–૧૪
#### ધર્મ ભાવના–૧૨

जो भाव मोहतैं न्यारे दृग-ज्ञान व्रतादिक सारे ।
सो धर्म जबैं जिय धारै तब ही सुख अचल निहारै ॥

અન્વયાર્થ.-(મોહતૈં) મોહથી (ન્યારે) જુદો, (સારે) સારરૂપ અર્થાત ઉત્તમ (જો) જે (દૃગ-જ્ઞાન વ્રતાદિક) દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ રત્નત્રય આદિક (ભાવ) ભાવ છે (સો) તે (ધર્મ) ધર્મ કહેવાય છે (જબ) જ્યારે (જિય) પ્રાણી (ધારૈ) તેને ધારણ કરે છે (તબ હી) ત્યારે જ (જિય) પ્રાણી (અચલ સુખ) અચળ સુખ-મોક્ષ (નિહારૈ) પામે છે.

ભાવાર્થ -મોહ એટલે કે મિથ્યાદર્શન અર્થાત અતત્ત્વ શ્રદ્ધાન તેનાથી રહિત નિર્મળ સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર (રત્નત્રય) જ સાચો ધર્મ છે. જ્યારે જીવ સાચા રત્નત્રયસ્વરૂપ આ ધર્મને અંગીકાર કરે છે ત્યારે જ તે સ્થિર અક્ષય સુખને (મોક્ષને) પ્રાપ્ત કરે છે-આવો વિચાર કરવો તે બારમી ધર્મ ભાવના છે.

### ગાથા-૧૫

#### નિશ્ચય ધર્મ અંગીકાર કરવાના અધિકારી અને તેનું ફળ

सो धर्म मुनिनकरि धरिये, तिनकी करतूति उचरिये ।
ताको सुनिये भवि प्रानी, अपनी अनुभूति पिछानी ॥

અન્વયાર્થ.-(સો) એવો-રત્નત્રય સ્વરૂપ (ધર્મ) ધર્મ (મુનિન કરી) મુનિઓ દ્વારા (ધરીયે) ધારણ

કરવામા આવે છે (તિનકી) તે મુનિઓના (કરતૂતિ) કર્તૃત્વ (ઉચરિયે) કહેવામાં આવે છે (ભવિ પ્રાની) હે ભવ્ય જીવો! (તાકો) તે મુનિઓના કર્તવ્યને (સુનિયે) સાભળો, અને (અપની) પોતાના આત્માના (અનુભૂતિ) અનુભવને (પિછાનો) જાણો, પ્રાપ્ત કરો!

**ભાવાર્થ**:–આવા રત્નત્રયસ્વરૂપ પૂર્ણ ધર્મને ભાવલિંગી દિગમ્બર જૈન મુનિ જ અંગિકાર કરે છે–બીજો કોઈ નહિ, કારણ કે રત્નત્રયનુ પૂર્ણ પાલન તેવા મુનિઓથી જ થાય છે, માટે હવે આગળ તે મુનિઓના કર્તવ્યરૂપ સકલચારિત્રનું વર્ણન કરવામા આવે છે હે ભવ્યો! તે મુનિશ્વરોના કર્તવ્યને સાભળો અને પોતાના આત્માનો અનુભવ કરો



## પાચમી ઢાળનો સારાશ

આ ઢાળમા બાર ભાવનાઓનું સ્વરૂપ બતાવ્યુ છે જેવી રીતે માતાથી પુત્ર ઉત્પન્ન થાય છે એવી રીતે આ બાર પ્રકારની ભાવનાઓ ભાવવાથી વૈરાગ્યની ઉત્પત્તિ થાય છે તે બાર ભાવનાનુ ચિંતવન મુખ્યપણે તો વીતરાગ [દિગબર જૈન] મુનિરાજ જ કરી શકે છે અને ગૌણતાએ સમ્ય દ્રષ્ટિ શ્રાવકો કરી શકે છે. જેમ પવન લાગવાથી

અગ્નિ ભભૂકી ઉઠે છે તેમ આ ભાવનાઓનું ચિંતવન કરવાથી સમતાભાવ પ્રગટ થાય છે અને તેનાથી મોક્ષ સુખની પ્રાપ્તિ થાય છે.

તે ભાવનાઓથી જ સંસાર, શરીર અને ભોગોના સ્વરૂપનું બધી તરફથી જેમ છે તેમ જ્ઞાન થાય છે, અને તેનુ જ્ઞાન થતાં તેનાથી થતાં નુકશાનને જાણીને તેનો ત્યાગ કરવામાં આવે છે. તે ભાવનાઓનું ચિંતવન કરવાથી આત્માના પરિણામોની નિર્મળતા વધે છે.

[ સુચના—આ બાર ભાવનાઓનું વર્ણન આ ગ્રંથમાં ટુકમાં કરવામાં આવ્યું છે. વિસ્તાર જાણવાના જિજ્ઞાસુઓએ 'સ્વામીકાર્તિકેયાનુપ્રેક્ષા' વગેરે ગ્રંથોનુ અવલોકન કરવુ, તેમા તેનું વર્ણન વિસ્તારથી કરવામા આવ્યું છે. ]

---

## પાંચમી ઢાળનો ભેદ સંગ્રહ

અનુપ્રેક્ષા અથવા ભાવના—અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશુચિ, આસ્રવ, સંવર, નિર્જરા, લોક, બોધિદુર્લભ, અને ધર્મ—એ બાર ભાવનાઓ છે

ઇન્દ્રિય ભોગ—સ્પર્શ, રસ, ગંધ, વર્ણ, અને શબ્દ એ પાંચ છે.

નિર્જરા–બે ભેદ છે (૧) અકામ અથવા સવિપાક અને (૨) સકામ અથવા અવિપાક

યોગ–દ્રવ્ય અને ભાવ અથવા મન વચન અને કાય

પરિવર્તન–પાંચ પ્રકાર છે દ્રવ્ય ક્ષેત્ર, કાળ ભવ અને ભાવ

મલદ્વાર–બે કાન બે આંખ, બે નસકોરા (કૈકડા) એક મોઢું અને બે મળ તથા મૂત્રના દ્વાર–કુલ નવ છે

વૈરાગ્ય–સંસાર શરીર અને ભોગ–એ ત્રણથી ઉદાસીનતા

કુધાતુ રસી–પરુ લોહી મજા ચામ માંસ અને હાડકાં વગેરે

## પાંચમી ઢાળનું લક્ષણ સંગ્રહ

અનુપ્રેક્ષા (ભાવના) સંસાર શરીર અને ભોગો વગેરેના સ્વરૂપનો વારંવાર વિચાર કરીને તે પ્રત્યે ઉદાસ ભાવ કરવો તે

અશુભ ઉપયોગ–કષાય પાપ અને વ્યસન વગેરે નિંદા યોગ્ય માર્ગો તરફ મન વચન અને કાયાનું લાગ હોવું તે

અસુર અસુર નામની દેવગતિ–નામકર્મના ઉદયથી થયેલા બીજાને દુઃખ દેનારા દેવ

કર્મ–આત્માના શુદ્ધ સ્વભાવને રોકવાના નિમિત્ત કારણરૂપ પુદ્ગલ પરમાણુઓ

ગતિ નરક મનુષ્ય વગેરે અવસ્થાની પ્રાપ્તિ

ગ્રૈવેયક–સોળમા સ્વર્ગથી ઉપર અને પરેલી અનુદિશથી નીચેના દેવોને રહેવાના સ્થાન

દેવ–દેવગતિનામકર્મના ઉદયથી અત્યંત સુંદર શરીરને ધારણ કરનાર જીવોને દેવ કહેવાય છે, તેઓ અણિમા મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ અને વશિત્વ એ આઠ ઋદ્ધિઓવાળા હોય છે તેથી વિવિધ પ્રકારની નિર્બાધ પ્રવૃત્તિ કરી શકે છે

ધર્મ–સંસારના દુઃખથી મુક્તિ અપાવનાર, નિશ્ચય–રત્નત્રસ્વરૂપ મોક્ષમાર્ગ જેનાથી આત્મા મોક્ષ પામે છે

ધર્મનાં જુદાં જુદાં લક્ષણ–[૧] વસ્તુનો સ્વભાવ તે ધર્મ [૨] અહિંસા [૩] દશ લક્ષણ [૪] સોળ કારણ (ભાવના) [૫] રત્નત્રય વગેરે

પાપ–હિંસા વગેરે લોકનિંદ્ય કાર્યો

પુણ્ય–શુભ ભાવનું ફળ અર્થાત્ મંદકષાય

બોધિ–સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર

મુનિ–નિર્વિકલ્પ આત્મસ્વભાવને સાધનાર, નિશ્ચય–રત્નત્રયના ધારક, અથવા વ્યવહારથી–પાંચ મહાવ્રત, ત્રણ ગુપ્તિ, અને પાંચ સમિતિના ધારક, આરંભ–પરિગ્રહ અને વિષય ભોગોના ત્યાગી

યોગ–મન, વચન અને કાયાના નિમિત્તથી આત્માના પ્રદેશોનું કંપન થવું તેને દ્રવ્ય યોગ કહેવાય છે, મનોવર્ગણા વચનવર્ગણા, તથા આહારવર્ગણાના અવલંબનથી કર્મ નોકર્મને ગ્રહણ કરવાની ખાસ શક્તિને ભાવયોગ કહેવાય છે

શુભઉપયોગ–દેવપૂજા, સ્વાધ્યાય, દયા વગેરે કાર્યો તરફનું લક્ષ.

**સકલવ્રત**–૫ મહાવ્રત ૫ સમિતિ, ૩ ગુપ્તિ, ૬ આવશ્યક, ૫ ઇન્દ્રિયજય, ૭ કેશલોચ વગેરેનું પાલન તે વ્યવહારથી સકલવ્રત છે અને રત્નત્રયની એકતારૂપ આત્મસ્વભાવમાં સ્થિર થવું તે નિશ્ચયથી સકલવ્રત છે

**સકલવ્રતી**–(સકલવ્રતના ધારક)–રત્નત્રયની એકતારૂપ સ્વભાવમાં સ્થિર રહેનાર મહાવ્રતના ધારક દિગંબર મુનિ તે નિશ્ચયથી સકલવ્રતી છે

---

## અંતર–પ્રદર્શન

૧–અનુપ્રેક્ષા અને ભાવના તે પર્યાયવાચક શબ્દો છે, તેમાં કાંઇ તફાવત નથી

૨–ધર્મ ભાવનામાં તો વારંવાર વિચારની મુખ્યતા છે અને ધર્મમાં નિજગુણોમાં સ્થિર થવાની પ્રધાનતા છે

૩–સકલવ્રતમાં તો પાપોનો સર્વદેશ ત્યાગ કરવામાં આવે છે અને અણુવ્રતમાં તેનો એકદેશ ત્યાગ કરવામાં આવે છે એટલો એ બન્નેમાં તફાવત છે

---

## પાંચમી ઢાળની પ્રશ્નાવલી

૧–અનિત્યભાવના, અન્યત્વભાવના, અવિપાક નિર્જરા, અકામ નિર્જરા અશરણ ભાવના, અશુચિ ભાવના, આસ્રવ ભાવના, એકત્વભાવના, ધર્મ ભાવના નિશ્ચયધર્મ, બોધિ દુર્લભ ભાવના, લોક, લોકભાવના, સંવર ભાવના, સંસાર ભાવના, સકામ નિર્જરા, સવિપાક નિર્જરા વગેરેનું લક્ષણ સમજાવો.

૨–સકલવ્રતમાં અને વિકલવ્રતમાં, અનુપ્રેક્ષામાં અને ભાવનામાં, ધર્મમાં અને ધર્મદ્રવ્યમાં, ધર્મમાં અને ધર્મભાવનામાં તથા એકત્વભાવના અને અન્યત્વભાવનામાં તફાવત બતાવો.

૩–અનુપ્રેક્ષા, અનિત્યતા, અન્યત્વ અને અશરણ-પણાનું સ્વરૂપ દૃષ્ટાંત સહિત બતાવો.

૪–અકામ નિર્જરાની નિષ્પ્રયોજનતા, અચલ સુખની પ્રાપ્તિ, કર્મના આવવાનો નિરોધ, પુણ્યના ત્યાગનો ઉપદેશ, મૃત્યુરોધક નથી છતાં ઔષધિ સેવનથી લાભ અને સાંસારિક સુખોની અસારતા વગેરેનાં કારણ બતાવો.

૫–અમુક ભાવનાનો વિચાર અને લાભ, આત્મ-જ્ઞાનની પ્રાપ્તિનો વખત અને લાભ, ઇન્દ્રધનુષ, ઔષધિસેવનનું સાર્થકપણું–નિરર્થકપણું, બાર ભાવનાઓના ચિંતવનથી લાભ, મંત્રાદિનું સાર્થક-પણું અને નિરર્થકપણું, વૈરાગ્યની વૃદ્ધિનો ઉપાય, વિજળી, લોકના કર્તા–હર્તા–ધર્તા માનવાથી નુકશાન, સમતા ન હોવાથી નુકશાન, સાંસારિક સુખનું પરિણામ અને મોક્ષસુખ પ્રાપ્તિનો વખત–વગેરેનું સ્પષ્ટ વર્ણન કરો.

૬–અમુક શબ્દ, ચરણ અને છંદનો અર્થ અથવા ભાવાર્થ કહો. લોકનો નકશો બતાવો અને પાંચમી ઢાળનો સારાંશ બતાવો.

# ઢાળ છઠ્ઠી

## ગાથા ૧

### અહિંસા સત્ય, અચૌર્ય તથા બ્રહ્મચર્ય મહાવ્રતના* લક્ષણ

षट्‌काय जीव न हननतै, सब विधि दरवहिंसा टरी।
रागादि भाव निवारतै, हिंसा न भावित अवतरी ॥
जिनके न लेश मृषा न जल, मृण हू विना दीयौ गहैं।
अठदशसहस विध शीलधर, चिद्‌ब्रह्ममें नित रमि रहैं॥

**અન્વયાર્થ**—[પાંચમી ઢાળમાં કહ્યા તે મુનિરાજોને] (ષટકાય જીવ) છ કાયના જીવોને (ન હનનતૈ) ઘાત નહિ કરવાથી (સબ વિધિ) સર્વ પ્રકારની (દરવ હિંસા) દ્રવ્ય હિંસા (ટરી) દૂર થઈ જાય છે, અને (રાગાદિ ભાવ) રાગ દ્વેષ, કામ, ક્રોધ, માન, માય, લોભ વગેરે ભાવોને (નિવારતૈ) દૂર કરવાથી (ભાવિત હિંસા) ભાવ હિંસા પણ (ન અવતરી) થતી નથી

(જિનકે) તે મુનિઓને (લેશ) જરા પણ (મૃષા) જુઠું (ન) હોતું નથી (જલ) પાણી અને (મૃણ) માટી (હૂ) પણ (વિના દીયો) દીધા વગર (ન ગહૈ) ગ્રહણ કરતા નથી તથા (અઠદસ સહસ) અઢાર

* हिंसा अनृत तस्करी अब्रह्म परिग्रह पाय।
मन वच तन तं त्यागवो, पंच महाव्रत थाय ॥

હજાર (વિધ) પ્રકારના (શીલ) શિયળને (ધર) ધારણ કરી (નિત) હંમેશા (ચિદ્ બ્રહ્મમેં) ચૈતન્ય સ્વરૂપ આત્મામાં (રમિ) લીન [રહે] રહે છે.

ભાવાર્થઃ-છકાય (પૃથ્વિ વગેરે પાંચ સ્થાવરકાય તથા એક ત્રસકાય)ના જીવોનો ઘાત કરવો તે દ્રવ્ય હિંસા છે. અને રાગ-દ્વેષ, કામ, ક્રોધ, માન ઇત્યાદિ ભાવોની ઉત્પત્તિ થવી તે ભાવહિંસા છે. વીતરાગી મુનિ (સાધુ) આ બે પ્રકારની હિંસા કરતા નથી, તેથી તેમને અહિંસામહાવ્રત હોય છે. સ્થુળ કે સૂક્ષ્મ એ બન્ને પ્રકારનું જુઠું બોલતા નથી તેથી તેને સત્ય મહાવ્રત હોય છે, અને બીજી કોઇ વસ્તુની તો વાત જ શું, પરંતુ માટી અને પાણી જેવી વસ્તુ કે જેને સર્વ સાધારણ જનસમૂહાયને માટે લેવામાં કોઈ રૂકાવટ કે બંધી હોતી નથી તે વસ્તુ પણ દીધા વગર * ગ્રહણ કરતાં નથી તેથી તેમને અચૌર્યમહાવ્રત હોય છે. શિયળના અઢાર હજાર ભેદોનું સદા પાલન કરે છે અને ચૈતન્યરૂપ

---

* અદત્ત વસ્તુઓનું પ્રમાદથી ગ્રહણ કરવું તે જ ચોરી કહેવાય છે. તેથી પ્રમાદ ન હોવાથી મુનિરાજ નદી અને ઝરણાં વગેરેનું પાણી, ભસ્મ (રાખ), તથા એની મેળે પડી ગયેલાં પ્રાસુક સેમરના ફળ અને તુમ્બીફળ વગેરેનું ગ્રહણ કરી શકે છે-- એવો શ્લોકવાર્તિકકારનો અભિપ્રાય છે.

આત્મસ્વરૂપમા લીન રહે છે તેથી તેને બ્રહ્મચર્ય (આત્મસ્થિરતારૂપ) મહાવ્રત હોય છે

નોટ—અહીં વાક્યો બનવાથી અક્રમે મહાવ્રતનું લક્ષણ બને છે. જેમકે બન્ને પ્રકારની હિંસાના ત્યાગી તે અહિંસામહાવ્રત છે એ વગેરે

### ગાથા ૨

#### પરિગ્રહ ત્યાગ મહાવ્રત, ઈર્યાસમિતિ,* અને ભાષા સમિતિ

अतर चतुर्दस भेद बाहर, सग दसधा तैं टलैं ।
परमाद तजि चौकर मही लखि, समिति ईर्य्यातैं चलैं ॥
जग सुहितकर सब अहितहर श्रुति, सुखद सबसशय हरैं ।
भ्रमरोग हर जिनके वचन मुख, चन्द्रतैं अमृत झरैं ॥

અન્વયાર્થ -તે વીતરાગી દિગમ્બર જૈન મુનિ (ચતુર્દસ ભેદ) ચૌદ પ્રકારના (અતર) અતરંગ તથા (દસધા) દસ પ્રકારના (બાહિર) બહિરંગ (સગ) પરિગ્રહથી (ટલૈં) રહિત હોય છે. (પરમાદ) પ્રમાદ અસાવધાની (તજી) છોડી દઈને (ચૌ કર) ચાર હાથ (મહી) જમીન (લખિ) જોઈને (ઈર્યા) ઈર્યા (સમિતિ તૈં) સમિતિથી (ચલૈં) ચાલે છે, અને (જિનકે) જે મુનિરાજોના (મુખ ચન્દ્રતૈં) મુખરૂપી ચંદ્રથી (જગ સુહિતકર)

× इर्या भाषा एषणा, पुनिक्षेपण आदान ।
प्रतिष्ठापना जुत क्रिया, पचा समिति विधान ॥

જગતનું સાચું હિત કરવાવાળાં અને (સબ અહિત-હર) બધા અહિતનો નાશ કરવાવાળાં,(શ્રુતિ સુખદ) સાંભળતાં પ્રિય લાગે એવાં, (સબસંશય) બધાં સંદેહોનો (હરૈ) નાશ કરે એવાં અને (ભ્રમ રોગ-હર) મિથ્યાત્વરૂપી રોગને હરનાર (વચન અમૃત) વચનોરૂપી અમૃત [ઝરૈ] ઝરે છે.

ભાવાર્થઃ-વીતરાગ-મુનિ ચૌદ પ્રકારના અંતરંગ અને દસ પ્રકારના બહિરંગ પરિગ્રહોથી રહિત હોય છે તેથી તેને પરિગ્રહ ત્યાગ મહાવ્રત હોય છે. દિવસના ભાગમાં સાવધાનીપૂર્વક આગળની ચાર હાથ જમીન જોઈને ચાલે છે તેથી તેને ઇર્યા સમિતિ હોય છે. તથા જેમ ચંદ્રમાંથી અમૃત ઝરે છે તેમ તે મુનિના મુખ-ચંદ્રથી જગતનું હિત કરવાવાળા, બધા અહિતનો નાશ કરવાવાળાં, સાંભળતાં સુખ આપનારાં, સર્વ પ્રકારની શંકાઓને દૂર કરનારા અને મિથ્યાત્વ [વિપરીતતા કે સંદેહ] રૂપી રોગનો નાશ કરનાર એવા અમૃત વચનો નીકળે છે, તેથી તેમને ભાષા-સમિતિ હોય છે.

નોંધ-ઉપરમાં વાક્ય બદલવાથી ક્રમે કરીને પરિગ્રહ ત્યાગ, મહાવ્રત તથા ઇર્યા સમિતિ અને ભાષા સમિતિનું લક્ષણ થઈ જશે.

## ગાથા ૩

એષણા, આદાન-નિક્ષેપણ અને પ્રતિષ્ઠાપન સમિતિ

छयालीस दोष विना सुकुल, श्रावकतने घर अशन को।
लै, तप बढावन हेतु नहीं तन–, पोषते तजि रसनको॥
शुचि ज्ञान संयम उपकरण, लखिकैं गहैं लखिकैं धरैं।
निर्जंतु थान विलोक तन, मल मूत्र श्लेषम परिहरैं॥

અન્વયાર્થ–[વીતરાગી મુનિ] (સુકુલ) ઉત્તમ કૂલવાળા (શ્રાવકતનૈ) શ્રાવકના (ઘર) ઘરે અને (રસનકો) છ–એ રસ અથવા એક–બે રસને (તજી) છોડીને, (તન) શરીરને (નહિ પોષતે) પુષ્ટ નહિ કરતા–માત્ર (તપ) તપની (બઢાવન હેતુ) વૃદ્ધિ કરવાના હેતુથી [આહારના] (છયાલીસ) છેતાલીસ (દોષ વિના) દોષોને ટાળીને (અશનકો) ભોજનને (લૈ) ગ્રહણ કરે છે * (શુચિ) પવિત્રતાના (ઉપકરણ) સાધન–કમંડળ ને (જ્ઞાન) જ્ઞાનના (ઉપકરણ) સાધન શાસ્ત્ર ને અને (સંયમ) સંયમના (ઉપકરણ) સાધન પીંછી ને (લખિકૈં) જોઈને (ગહૈં) ગ્રહણ કરે છે [અને] (લખિકૈં) જોઈને (ધરૈં) રાખે છે [અને] (મૂત્ર) પેશાબ (શ્લેષ્મ) લીંટ વગેરે (તન મલ)

* નોંધ તે આહારના દોષોનું વિશેષ વર્ણન અનગાર ધર્મામૃત અને મૂલાચાર વગેરે શાસ્ત્રોથી જાણવું તે દોષો ટાળવાના હેતુથી દિગંબર સાધુઓને કોઈ કોઈ વખત મહિનાઓ સુધી ભોજન ન મળે છતાં પણ મુનિ જરાય ખેદ કરતા નથી તેઓની અનાસક્તિ અને નિર્મોહતાનો આ એક અપૂર્વ અને આશ્ચર્યજનક આદર્શ છે

શરીરના મેલને (નિર્જન્તુ) જીવ રહિત (થાન) સ્થાન (વિલોક) જોઈને (પરિહરે) ત્યાગે છે

ભાવાર્થ-વીતરાગ જૈન મુનિ-સાધુ ઉત્તમ કુળવાળા શ્રાવકના ઘરે આહારના છેતાલીસ દોષોને ટાળીને અને અમુક રસોને છોડીને [અથવા સ્વાદની ઇચ્છા નહિ કરતા], શરીરને પુષ્ટ કરવાનો અભિપ્રાય નહિ રાખતા, માત્ર તપની વૃદ્ધિ કરવા માટે આહાર લે છે, તેથી તેઓને એષણાસમિતિ હોય છે પવિત્રતાના સાધન કમંડળને, જ્ઞાનના સાધન શાસ્ત્રને અને સંયમના સાધન પીંછીને-જીવોની વિરાધના બચાવવા અર્થે, જોઈ સંભાળીને રાખે છે, અને ઉપાડે છે, તેથી તેઓને આદાન-નિક્ષેપણા સમિતિ હોય છે મળ-મૂત્ર, કફ વગેરે શરીરના મેલને જીવ-રહિત સ્થાન જોઈને છોડે છે તેથી તેમને વ્યુત્સર્ગ અર્થાત્ પ્રતિષ્ઠાપન સમિતિ હોય છે

### ગાથા ૪

**મુનિઓની ત્રણ ગુપ્તિ અને પાંચ ઇંદ્રિય પર વિજય**

सम्यक् प्रकार निरोध मनवच, काय आतम ध्यावते ।
तिन सुथिरमुद्रा देखि मृगगण, उपल खाज खुजावते ॥
रस रूप गंध तथा फरस अरु, शब्द शुभ असुहावने ।
तिन में न राग विरोध पंचेन्द्रिय जयन पद पावने ॥

અન્વયાર્થ-[વીતરાગીમુનિ] (મન-વચ-કાય) મન, વચન અને કાયાને (સમ્યક્ પ્રકાર) ભલી રીતે

-ગરાગર નિરોધ રોકીને, જ્યારે (આતમ) પોતાના આત્માનું (ધ્યાવતે) ધ્યાન કરે છે, ત્યારે (તિન) તે મુનિઓની (સુથિર) શાંત (મુદ્રા) મુદ્રા (દેખિ) જોઈને, તેને-(ઉપલ) પત્થર જાણીને (મૃગ ગણ) હરણ અથવા ચોપગાં પ્રાણીઓ (ખાજ) પોતાની ખંજવાળ -ખૂજલીને (ખુજાવતે) ખજવાળે છે-ખંજોળે છે. જે (શુભ) પ્રિય અને (અસુહાવને) અપ્રિય [પાંચ ઇન્દ્રિય સંબંધી] (રસ) પાંચ રસ, (રૂપ) પાંચ વર્ણ, (ગંધ) બે ગંધ, (ફરસ) આઠ પ્રકારના સ્પર્શ (અરૂ) અને (શબ્દ) શબ્દ-(તિનમેં) તે બધામાં (રાગ-વિરોધ) રાગ કે દ્વેષ (ન) મુનિને થતાં નથી, [તેથી તે મુનિ] (પંચેન્દ્રિય જયન) પાંચ ઇન્દ્રિઓને જીતવાવાળા એટલે કે જીતેન્દ્રિય (પદ) પદને (પાવને) પામે છે.

ભાવાર્થ:-પરમ વીતરાગી મુનિ જ્યારે રૂડી રીતે મન, વચન અને કાયાની ક્રિયાને રોકીને પોતાના આત્માનું ધ્યાન કરે છે ત્યારે તેઓની શાંત અને અચલ મુદ્રાને [illegible] સમજીને તેની સાથે [illegible] જના-

વડે પોતાની ખૂબ્જી અજવાળે છે, તેથી તે મુનિ એને ત્રણ ગુપ્તિ હોય છે, તથા તેઓ પોતાને માટે પ્રિય [અનુકૂળ] પાંચ ઇન્દ્રીઓના પાંચ રસ, પાંચ રૂપ, બે ગંધ, આઠ સ્પર્શ અને શબ્દરૂપ પાંચ વિષયોમાં પ્રેમ કરતા નથી અને અપ્રિય [પ્રતિકૂળ] ઉપર કહ્યા તે પાંચ વિષયોમાં દ્વેષ કરતા નથી, એ રીતે પાંચ ઇન્દ્રિયોને જીતવાના કારણે [તે મુનિ] જીતેન્દ્રિય કહેવાય છે

## ગાથા ૫

મુનિઓના ૭ આવશ્યક અને બાકીના સાત મૂળગુણ

समता सम्हारै, थुति उचारै, वंदना जिनदेवको ।
नित करै श्रुतिरति, करै प्रतिक्रम, तजै तन अहमेवको ॥
जिनके न न्हौन न दंतधोवन, लेश अंबर आवरन ।
भूमाहिं पिछली रयनि में कछु, शयन एकासन करन ॥

અન્વયાર્થ -[વીતરાગી મુનિ] (નિત) હંમેશા (સમતા) સામાયિક (સમ્હારૈ) કરે છે (થુતિ) સ્તુતિ (ઉચારૈ) બોલે છે (જિનદેવકો) જિનેન્દ્ર ભગવાનને (વંદના) વંદન કરે છે (શ્રુતિરતિ) સ્વાધ્યાયમાં પ્રેમ (કરૈ) કરે છે (પ્રતિક્રમ) પ્રતિક્રમણ (કરૈ) કરે છે. (તન) શરીરની (અહમેવકો) મમતાને (તજૈ) છોડે છે, (જિનકે) જિનમુનિઓને (ન્હૌન) સ્નાન અને (દંતધોવન) દાતણ (ન) હોતું નથી, (અંબર) [illegible] શરીરને ઢાં[illegible] કપડું (લેશ) જરાપણ હોતું

(ન) હોતુ નથી, અને (પિછની રયનમે) રાત્રિના પાછળના ભાગમા (ભૂમીહિ) પૃથ્વી ઉપર (એકાસન) એક આસને (કછુ) થોડો વખત (શયન) શયન (કરન) કરે છે

**ભાવાર્થ**–વીતરાગીમુનિ હમેશા સામાયિક, સાચા દેવ-ગુરુ શાસ્ત્રની સ્તુતિ, જિનેન્દ્ર ભગવાનને વદન, સ્વાધ્યાય, પ્રતિક્રમણ (મારા દોષ મિથ્યા થાઓ એવુ નિવેદન) તથા કાયોત્સર્ગ (શરીર ઉપરની મમતાનો ત્યાગ) કરે છે, તેથી તેઓને ૭ આવશ્યક હોય છે, અને તે મુનિઓ કયારે પણ (૧) સ્નાન કરતા નથી (૨) દાત સાફ કરતા નથી (૩) શરીરને ઢાકવા માટે જરાપણ કપડુ રાખતા નથી તથા (૪) રાત્રિના પાછલા ભાગમા એક આસને જમીન ઉપર થોડો વખત શયન કરે છે

[ શકા–જો પરિગ્રહત્યાગ મહાવ્રતના ધારણથી જ દિગબર જૈન સાધુને વસ્ત્રનો ત્યાગ થઈ જાય છે, તો 'વસ્ત્ર ત્યાગ એવો મૂળ ગુણ જુદો શા માટે રાખ્યો ? ઉત્તર – પુલાક સજ્ઞક મુનિને કોઈ વખત કોઈ ક્ષેત્રમા કદાચિત્ કોઈ મૂળ ગુણમા ભૂલ રહી જાય છે પરતુ વસ્ત્ર ત્યાગ મૂળગુણમા કસર થાય તે ચાલી શકતી નથી આ વાત બરાબર લક્ષમા રહે તે હેતુથી 'વસ્ત્ર ત્યાગ' એવો જુદો મૂળગુણ રાખવામા આવ્યો છે ]

ગાથા ૬

મુનિઓના બાકીના ગુણો તથા રાગ-દ્વેષનો અભાવ



इक वार दिन मे लैं अहार, खडे अलप निज पानमे ।
कचलोंच करत न डरत परिषह,-सो लगे निज ध्यान मे ॥
अरि मित्र महल मसान कंचन, काच निंदन थुतिकरन ।
अर्घावतारन असि प्रहारन,-मे सदा समता धरन ॥

અન્વયાર્થ:-[તે વીતરાગી મુનિ] (દિનમે) દિવસમા (ઇકવાર) એકવાર (ખડે) ઉભા રહીને અને (નિજપાનમા) પોતાના હાથ ઉપર રાખીને (અલપ) થોડો (અહાર) આહાર (લૈ) લે છે, (કચલોચ) કેશ લોચ (કરત) કરે છે, (નિજધ્યાનમે) પોતાના આત્માના ધ્યાનમા (લગે) તત્પર થઈને (પરિસહસો) બાવીસ પ્રકારના પરિષહોથી (ન ડરત) ડરતા નથી, અને (અરિ મિત્ર) શત્રુ કે મિત્ર, (મહલ મસાન) મહેલ કે સ્મશાન, (કચન કાચ) સોનું કે કાચ, (નિંદન થુતિકરન) નિંદા કરનાર કે સ્તુતિ કરનાર, (અઘવતારન) પૂજા કરનારા અને (અસિ પ્રહારનમે) તરવારથી પ્રહાર કરવાવાળાં—એ સર્વંમા (સદા) હંમેશા (સમતા) સમતા ભાવ (ધરન) ધારણ કરે છે.

ભાવાર્થ:- [તે વીતરાગી મુનિ] (૫) દિવસે એકવાર ઉભા ઉભા પોતાના હાથમાં રાખીને થોડો આહાર લે છે, (૬) કેશનો લોચ કરે છે, (૭) આત્મધ્યાનમા મગ્ન રહી પરિષહોથી ડરતા નથી અર્થાત્ બાવીસ પ્રકારના પરિષહો સહન કરે છે,

તથા શત્રુ-મિત્ર, હવેલી-સ્મશાન, સોનું-કાચ, નિં-સ્તુતિ કરનાર અને પૂજા કરનાર કે તરવારથી પ્રહાર કરનાર-એ બધામાં સમતા ભાવ (રાગ-દ્વેષનો અભાવ) રાખે છે અર્થાત્ કોઇના ઉપર રાગ-દ્વે કરતા નથી.

### ગાથા ૭

**મુનિઓનાં તપ, ધર્મ, વિહાર તથા સ્વરૂપાચરણ ચારિ**

तप तपैं द्वादश धरैं वृष दश, रत्नत्रय सेवैं सदा।
मुनि साथ में या एक विचरैं, चहैं नहिं भवसुख कदा॥
यों है सकल संयमचरित, सुनिये स्वरूपाचरन अब।
जिस होत प्रगटैं आपनी निधि, मिटैं परकी प्रवृत्ति सब॥

અન્વયાર્થ:- [તે વીતરાગી મુનિ હંમેશાં] (દ્વાદશ) બાર પ્રકારનાં (તપ) તપ (તપૈં) કરે છે. (દશ) દશ પ્રકારના (વૃપ) ધર્મને (ધરૈં) ધારણકરે છે અને (રતનત્રય) સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રનું (સદા) હંમેશા (સેવૈ) સેવન કરે છે. (મુનિસાથમેં) મુનિઓના સંઘમાં (વા) અથવા (એક) એકલા (વિચરૈ) વિચરે છે, અને (કદા) કોઈ પણ વખત (ભવ સુખ) સંસારના સુખોને (નહીં-ચહૈ) ચાહતા નથી. (યોં) આ પ્રકારે (સકલ સંયમ ચરિત) સકલ સંયમ ચારિત્ર (હૈ) છે; (અબ) હવે (સ્વરૂપાચરન) સ્વરૂપાચરણચારિત્ર-સાંભળો. (જિસ)



જે સ્વરૂપાચરણચારિત્ર [સ્વરૂપમાં રમણતારૂપ ચારિત્ર] (હોત) પ્રગટ થતાં (આપની) પોતાના આત્માની (નિધિ) જ્ઞાનાદિક સંપત્તિ (પ્રગટૈ) પ્રગટ થાય છે, તથા (પરકી) પર વસ્તુઓ તરફની (સબ) બધા પ્રકારની (પ્રવૃત્તિ) પ્રવૃત્તિ (મટૈ) મટી જાય છે.

**ભાવાર્થ**:– વીતરાગી મુનિ–સાધુ હંમેશા [અણુશન, ઉણોદરી વગેરે] બાર પ્રકારના તપ તપે છે, [ક્ષમા, માર્દવ, આર્જવ વગેરે ] દસ પ્રકારના ધર્મો ધારણ કરે છે, સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રનું સેવન કરે છે; મુનિઓના સંઘ સાથે અગર તો એકલા વિહાર કરે છે અને સંસારના સુખની કોઇ પણ વખતે ઇચ્છા કરતા નથી; આ રીતે સકલસંયમચારિત્રનું સ્વરૂપ કહ્યું.

હવે સ્વરૂપાચરણ ચારિત્રનું વર્ણન સાંભળો. જે પ્રગટ થવાથી પોતાના આત્માની અનંતજ્ઞાન, અનંત દર્શન, અનંતસુખ અને અનંત વીર્ય વગેરે શકિતઓ પ્રગટ થાય છે અને પર વસ્તુ તરફની બધા પ્રકારની પ્રવૃત્તિ દૂર થાય છે [તે સ્વરૂપાચરણ ચારિત્ર છે].

## ગાથા ૮

**સ્વરૂપાચરણ ચારિત્ર (આત્મ ચારિત્ર)નું વર્ણન**

जिन परम पैंनी सुबुधि छैनी डारि अंतर भेदिया।
वरणादि [illegible] निज भावको न्यारा [illegible]

निजमाहि निज के हेतु निजकर, आपको आपै गह्यो।
गुण गुणी ज्ञाता ज्ञान ज्ञेय, मँझार कछु भेद न रह्यो॥

**અન્વયાર્થ**—(જિન) જે વીતરાગ મુનિરાજ (પરમ) અત્યંત (પૈની) તીક્ષ્ણ (સુબુધિ) સમ્યગ્જ્ઞાન અર્થાત્ ભેદવિજ્ઞાનરૂપી (છૈની) છીણી* (ડારિ) નાખીને (અંતર) અંતરંગમાં (ભેદિયા) ભેદ કરીને (નિજ ભાવકો) આત્માના વાસ્તવિક સ્વરૂપને (વરણાદિ) વર્ણ, રસ, ગંધ તથા સ્પર્શરૂપ દ્રવ્યકર્મથી (અરૂ) અને (રાગાદિ તૈં) રાગ-દ્વેષાદિરૂપ ભાવ કર્મથી (ન્યારા કિયા) જુદા કરી લે છે જુદા જાણે છે, તેથી (નિજમાહિ) પોતાના આત્મામાં (નિજકે હેતુ) આત્મા માટે (નિજકર) આત્મા વડે (આપકો) આત્માને (આપૈ) સ્વયં પોતાથી (ગહ્યો) ગ્રહણ કરે છે—ત્યારે (ગુણ) ગુણ, (ગુણી) ગુણી, (જ્ઞાતા) જ્ઞાતા-જાણનાર, (જ્ઞેય) જ્ઞાનનો વિષય અને (જ્ઞાન મંઝાર) જ્ઞાનમાં (કછુ) જરાપણ (ભેદ) ભેદ (ન રહ્યો) રહેતો નથી

**ભાવાર્થ**—જ્યારે સ્વરૂપાચરણ ચારિત્ર આચરતી વખતે વીતરાગ મુનિ, જેમ કોઈ પુરુષ તીક્ષ્ણ

* જેવી રીતે છીણી લાકડાને કાપે છે અને બે કટકા કરી નાખે છે તેવી રીતે શુદ્ધોપયોગ (સકલચારિત્ર) કર્મોને કાપે છે અને આત્માથી તે કર્મોને જુદાં કરી નાખે છે.

છીણી વડે પત્થર વગેરેના બે ભાગ પાડી નાંખે છે તેમ, પોતાના અંતરંગમાં ભેદવિજ્ઞાનરૂપી છીણી નાંખીને ભેદવિજ્ઞાન ઉત્પન્ન કરે છે અને તે ભેદ વિજ્ઞાન વડે પોતાના આત્માના સ્વરૂપને રૂપ, રસ, ગંધ અને સ્પર્શરૂપ દ્રવ્યકર્મથી તથા રાગ-દ્વેષાદિરૂપ ભાવ કર્મોથી જુદો કરીને-જાણીને, પોતાના આત્મામાં આત્મા માટે, આત્મા વડે, આત્માને, પોતાની મેળે જાણે છે-ત્યારે તેના ગુણ (જ્ઞાન વગેરે), ગુણી (ગુણોનો સ્વામી આત્મા), જ્ઞાતા (જાણનાર), જ્ઞાન (જાણવું) અને જ્ઞેય (જણાય તે વસ્તુ) તેઓમાં કાંઇ પણ ભેદ રહેતો નથી (કારણ કે અહીં આત્મા, આત્માથી, આત્મામા, આત્માનો જ અનુભવ કરવા માટે છે, તેમાં બીજા સહાયક વગેરેની આવશ્યકતા હોતી નથી) આ પ્રમાણે (મુનિને ચારિત્ર દશા વખતે) અભેદપણાના અલૌકિક સામ્રાજ્યની સ્થાપના થાય છે.

## ગાથા ૯

### સ્વરૂપાચરણ ચારિત્ર (નિશ્ચયચારિત્ર) નું વર્ણન

जहँ ध्यान ध्याता ध्येय को, न विकल्प वच भेद न जहाँ
चिद्भाव कर्म चिदेश करता, चेतना किरिया तहां ॥
तीनों अभिन्न अखिन्न सुध उप-योगकी निश्चल दसा।
प्रगटी जहां दृग-ज्ञान-व्रत ये, तीनधा—एकै लसा ॥

**અન્વયાર્થ**–(જહ) જે સ્વરૂપાચરણ ચારિત્રમાં (ધ્યાન) ધ્યાન (ધ્યાતા) ધ્યાતા અને (ધ્યેયકો) ધ્યેય એ ત્રણના (વિકલ્પ) ભેદ (ન) હોતા નથી–અને (જહાં) જ્યાં (વચ) વચનને (ભેદ ન) વિકલ્પ હોતા નથી, (તહાં) ત્યાં તો (ચિદ્‌ભાવ) આત્માને સ્વભાવ જ (કર્મ) કર્મ (ચિદેશ) આત્મા જ (કરતા) કર્તા, (ચેતના) ચૈતન્યસ્વરૂપ આત્મા જ (કિરિયા) ક્રિયા હોય છે–અર્થાત કર્તા, કર્મ અને ક્રિયા એ ત્રણે (અભિન્ન) ભેદ રહિત એક, (અખિન્ન) પરસ્પર બાધા રહિત થઈ જાય છે, (શુધ ઉપયોગકી) શુદ્ધ ઉપયોગની (નિશ્ચલ) નિશ્ચળ (દસા) પર્યાય થાય છે, અને (જહાં) જેમાં (દગ–જ્ઞાન–વ્રત) સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર (યે તીનધા) એ ત્રણે (એકૈ) એકરૂપથી–અભેદરૂપથી (લસા) શોભાયમાન હોય છે

**ભાવાર્થ**– વીતરાગી મુનિરાજ સ્વરૂપાચરણ વખતે જ્યારે આત્મધ્યાનમાં મગ્ન થઈ જાય છે, ત્યારે ધ્યાન [ચિંતવન], ધ્યાતા [ધ્યાન કરનાર] અને ધ્યેય [ધ્યાન કરવાયોગ્ય પદાર્થ] એ ત્રણમાં કાંઈપણ ભેદ રહેતો નથી, વચનને વિકલ્પ હોતો નથી, ત્યાં (આત્મ ધ્યાનમાં) તો આત્મા જ કર્મ, ❀ આત્મા જ કર્તા ❀ અને આત્માને ભાવ તે ક્રિયા ❀ હોય

❀ નોંધ કર્મ=કર્તા દ્વારા ખાસ કરવામાં આવેલું કર્તા–કાર્ય કરનાર ક્રિયા–કર્તા દ્વારા કરવામાં આવે તે

છે અર્થાત્ કર્તા કર્મ અને ક્રિયા એ ત્રણે તદ્દન અભિન્ન-એક તથા પરસ્પર અવિરોધી થઈ જાય છે શુદ્ધોપયોગની અટળ દશા પ્રગટ થઈ જાય છે અને સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર પણ એક સાથે એકરૂપ થઈને પ્રકાશમાન થાય છે

## ગાથા ૧૦

### સ્વરૂપાચરણ ચારિત્રનુ લક્ષણ અને નિર્વિકલ્પ ધ્યાન

परमाण नय निक्षेप को, न उद्योत अनुभव में दिखै ।<br>
दृग ज्ञान सुख-बल मय सदा, नहिं आन भाव जु मो विखै ॥<br>
मैं साध्य साधक मैं अबाधक, कर्म अरु तसु फलनितैं ।<br>
चित पिंड चंड अखंड सुगुण-करंड च्युत पुनि कलनितैं ॥

અન્વયાર્થ -[તે સ્વરૂપાચરણ ચારિત્ર વખતે મુનિઓના] (અનુભવ મેં) આત્મઅનુભવમા (પરમાણ) પ્રમાણ (નય) નય અને (નિક્ષેપકો) નિક્ષેપનો (ઉદ્યોત) પ્રકાશ (ન દિખૈ) જોવામા આવતો નથી, [પરંતુ એવો વિચાર-ધ્યાન થાય છે કે] હુ (સદા) સદાય (દગ-જ્ઞાન-સુખ-બલ-મય) અનંત-દર્શન-અનંત જ્ઞાન અનંતસુખ અને અનંતવીર્ય સહિત છુ (મો વિખૈ) મારા સ્વરૂપમા (આન) અન્ય-રાગદ્વેષાદિક (ભાવ) ભાવ (નહિ) નથી, (મૈં) હુ (સાધ્ય) સાધ્ય [આત્મ વિશુદ્ધિરૂપ] (સાધક) સાધક [આત્મ વિશુદ્ધિ કરનાર] તથા (કર્મ) કર્મ (અરુ) અને (તસુ)

**ભાવાર્થ**-આ સ્વરૂપાચરણ ચારિત્ર વખતે મુનિરાજ ઉપર પ્રમાણે વિચાર કરી જ્યારે આત્મ ચિંતવનમા લીન થઈ જાય છે ત્યારે તેમને વચનાતીત આનંદ પ્રાપ્ત થાય છે તે આનંદ ઇંદ્ર, નાગેન્દ્ર નરેંદ્ર (ચક્રવર્તી) કે અહમિન્દ્ર(કલ્પાતીત દેવ) ને પણ મળતો નથી આ સ્વરૂપાચરણચારિત્રના પ્રગટ થવાથી જ તેના પ્રભાવથી શુક્લધ્યાન (બીજા પાયા) રૂપી અગ્નિવડે ચાર ઘાતિકર્મનો નાશ કરવામા આવે છે તેથી તેમને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઈ જાય છે ત્યારે તે ત્રણલોક અને ત્રણકાળની સર્વે વાતોને જાણીને સંસારના ભવ્ય જીવોને મોક્ષમાર્ગનો ઉપદેશ આપે છે—અર્થાત્ તેમને અરિહંત અવસ્થાની પ્રાપ્તિ થાય છે

### ગાથા ૧૨

સિદ્ધ અવસ્થા [સિદ્ધ સ્વરૂપ] નુ વર્ણન

पुनि घाति शेष अघातिविधि, छिनमाहि अष्टम भू वसै ।
वसु कर्म विनसै सुगुण वसु सम्यक्त्व आदिक सब लसै ।
संसार खार अपार पारावार तरि तीरहि गये ।
अविकार अकल अरूप शुचि चिद्रूप अविनाशी भये ॥

**અન્વયાર્થ**-(પુનિ) અરિહંત અવસ્થા અથવા કેવળજ્ઞાન પામ્યા પછી (શેષ) બાકીના ચાર (અઘાતિ વિધિ) અઘાતિયા કર્મોનો (ઘાતિ) નાશ કરીને (છિનમાહિ) થોડા સમયમા (અષ્ટમ ભૂ)

આઠમી પૃથ્વી–ઈષત્ પ્રાગ્ભાર–મોક્ષ મા(વસૈ) નિવાસ કરે છે, ત્યા તેમને (વસુ) આઠ(કર્મ) કર્મોના (વિનશૈ) નાશ થવાથી (સમ્યક્ત્વ આદિક) સમ્યક્ત્વ વગેરે (સબ) બધા (વસુ સુગુણ) આઠ મુખ્ય ગુણ (લસૈ) શોભાયમાન થાય છે, [આવા સિદ્ધ થનાર જીવ] (સંસાર ખાર-અપાર પારાવાર) સંસારરૂપી ખારા અને અગાધ સમુદ્રને (તરિ) તરીને (તીરહિં) બીજા કિનારાને (ગયે) પ્રાપ્ત થાય છે અને (અવિકાર) વિકાર રહિત, (અકલ) શરીર રહિત, (અરૂપ) રૂપ રહિત, (શુચિ) શુદ્ધ–નિર્દોષ (ચિદ્રૂપ) દર્શન–જ્ઞાન ચેતનાસ્વરૂપ તથા (અવિનાશી) નિત્ય–કાયમી (ભયે) થાય છે

**ભાવાર્થ**—અરિહંત અવસ્થા અથવા કેવળજ્ઞાન પામ્યા પછી તે જીવ બાકી રહેલા ચાર અઘાતિ કર્મોની બાકીની ૮૫ પ્રકૃતિનો પણ નાશ કરીને ક્ષણ માત્રમા આઠમી પૃથ્વી (ઈષત્પ્રાગ્ભાર–મોક્ષ) ને પામે છે આઠ કર્મોનો નાશ થવાથી સિદ્ધદશામા સમ્યક્ત્વ આદિ આઠે ગુણો પ્રગટ થઈ જાય છે એવા જીવો સંસારરૂપી દુઃખદાયી અને અગાધ સમુદ્રથી પાર થએલ છે (અને થાય છે અર્થાત્ સંસારથી છૂટીને મોક્ષ પામે છે), તથા તે જ જીવ નિર્વિકારી, અશરીરી, અમૂર્તિક, શુદ્ધ ચૈતન્યરૂપ અને અવિનાશી થઈને સિદ્ધ થઈ જાય છે

### ગાથા ૧૩
### મોક્ષ અવસ્થાનુ વર્ણન

निजमाहिं लोक अलोक गुण, परजाय प्रतिबिम्बित थये ।
रहिहैं अनतानन्त काल, यथा तथा शिव परणये॥
धनि धन्य हैं जे जीव नरभव, पाय यह कारज किया।
तिनही अनादि भ्रमण पच, प्रकार तजि वर सुख लिया ॥

અન્વયાર્થ -(નિજમાહી) તે સિદ્ધભગવાનના આત્મામા (લોક અલોક) લોક અને અલોકના (ગુણ પરજાય) ગુણ અને પર્યાય (પ્રતિબિમ્બિત થયે) ઝળકવા લાગે છે અર્થાત્ જણાય છે, તે (યથા) જેમ (શિવ) મોક્ષ (પરણયે) ગયા છે (તથા) તેમ (અનન્તાનન્ત-કાલ) અનત-અનતકાળસુધી (રહિહૈ) રહેશે

જે (જીવ) જીવોએ (નરભવ પાય) મનુષ્ય પર્યાય પામીને (યહ) આ મુનિપદ વગેરેની પ્રાપ્તિ રૂપ (કારજ) કાર્ય (કિયા) કર્યુ, તે જીવ (ધનિ ધન્ય હૈ) ઘણા ધન્યવાદને પાત્ર છે, અને (તિનહી) તેવા જ જીવોએ (અનાદિ) અનાદિકાળથી ચાલ્યુ આવતુ (પચ પ્રકાર) પાચ પ્રકારના પરિવર્તનરૂપ (ભ્રમણ) સસારમા રખડવાનુ (તજી) છોડી દઈને (વર) ઉત્તમ (સુખ) સુખ (લિયા) પ્રાપ્ત કર્યુ છે

ભાવાર્થ -જે સિદ્ધભગવાનના આત્મામા લોક અને અલોક (સમસ્ત પદાર્થો) પોતપોતાના ગુણ અને

પર્યાયો સહિત એક સાથે, અરીસામાં જેમ વસ્તુઓ દેખાય છે તેમ, જણાય છે, અને તેઓ જેમ મોક્ષ ગયા છે તેમ જ ત્યાં રહેવાળા અન્ય સિદ્ધ જીવોની માફક અનંત-અનંતકાળ ※ સુધી રહેશે, અર્થાત અપરિમિત કાળ ચાલ્યો જાય છતાં પણ તેની અખંડ શાંતિ વગેરેમાં જરાપણ બાધા આવતી નથી. આ મનુષ્ય પર્યાય પામીને જે જીવોએ આ શુદ્ધ ચૈતન્યની પ્રાપ્તિરૂપ કાર્ય કર્યું છે તે જીવો અત્યંત ધન્યવાદને (પ્રશંસાને) પાત્ર છે, અને તેઓએ અનાદિકાળથી ચાલ્યા આવતા પાંચ પરાવર્તનરૂપ સંસારના પરિભ્રમણનો ત્યાગ કરી ઉત્તમ સુખ-મોક્ષ પ્રાપ્ત કર્યું છે

[ નોંધ-જેમ સોનામાંથી મેલ, માટી વગેરે જુદાં થઈ જાય છે, તે વસ્તુઓ સોનામાં ફરીથી ભેગી થતી નથી તેમ જે આત્મામાંથી કર્મરૂપી (અશુદ્ધતારૂપી) મેલ નાશ પામે છે તે આત્મા ફરી કોઈ પણ વખત કર્મ સહિત થતો નથી, તેથી તે મુક્ત થયેલો જીવ ફરીને સંસારમાં આવતો નથી અથવા માખણમાંથી ઘી થયા પછી ફરીને ઘીનું માખણ થાય નહીં; તેમ આત્માની સંપૂર્ણ પવિત્રતારૂપ મોક્ષદશા પ્રગટ કર્યા પછી તેમાં કદી અશુદ્ધતા આવતી નથી-સંસારમાં ફરી આવવું પડતું નથી ]

### ગાથા ૧૪

રત્નત્રયનું ફળ અને આત્મહિતમાં પ્રવૃત્તિનો ઉપદેશ

मुख्योपचार दुभेद यों वड-भागि रत्नत्रय धरैं ।
अरु धरेंगे ते शिव लहैं तिन, सुयश-जल जगमल हरैं ॥
इमि जानि आलसहानि साहस, ठानि यह सिख आदरौ ।
जबलौं न रोग जरा गहैं तब, लौं झटिति निजहित करौ ॥

અન્વયાર્થ:-(વડભાગિ) જે મહાભાગ્યશાળી જીવ (યોં) આ પ્રમાણે (મુખ્યોપચાર) નિશ્ચય અને વ્યવહાર (દુભેદ) એ બે પ્રકારના (રત્નત્રય) રત્નત્રયને (ધરૈં અરુ ધરેંગે) ધારણ કરે છે અને કરશે (તે) તે (શિવ) મોક્ષ (લહૈં) પામે છે, તથા પામશે; અને (તિન) તે જીવના (સુયશજલ) સુકીર્તિરૂપી જલ (જગ-મલ) સંસારરૂપી મેલને (હરૈં) નાશ કરે છે અને કરશે-(ઇમિ) એમ (જાનિ) જાણીને (આલસ) પ્રમાદ (હાનિ) છોડીને (સાહસ) હિંમત-પુરુષાર્થ (ઠાનિ) કરીને (યહ) આ (સિખ) શિખામણ-ઉપદેશ (આદરૌ) ગ્રહણ કરો કે (જબલૌં) જ્યાં સુધી (રોગ જરા) રોગ કે ઘડપણ (નગહૈં) ન આવે (તબલૌં) ત્યાંસુધીમાં (ઝટિતિ) શીઘ્ર-જલ્દી (નિજહિત) આત્માનું હિત (કરૌ) કરી લેવું જોઇએ.

ભાવાર્થ:-જે ભાગ્યશાળી જીવ ઉપર કહ્યા પ્રમાણે નિશ્ચય અને વ્યવહાર એવા બે પ્રકારના રત્નત્રયને ધારણ કરે છે તથા ધારણ કરશે તે જીવ મોક્ષ પામે છે તથા પામશે; અને તેની સુકીર્તિરૂપ જળ સંસાર અર્થાત્ કર્મરૂપી મેલને હરે છે-તથા હરશે.

આમ જાણીને પ્રમાદને છોડી સાહસ-પુરુષાર્થ-રાખીને આ ઉપદેશને અંગીકાર કરો કે-જ્યા સુધી રોગ અને ઘડપણે શરીરને ઘેર્યું નથી ત્યા સુધીમા (આયુષ્ય પૂર્ણ થવા પહેલા) શીઘ્ર આત્માનુ હિત કરી લેવુ જોઇએ

### ગાથા ૧૫
#### છેલ્લી શિખામણ

यह राग आग दहै सदा, तातैं समामृत सेइये ।
चिर भजे विषय कषाय अब तो, त्याग निज पद बेइये ॥
कहा रच्यो पर पद में न तेरो, पद यहै क्यों दुःख सहै।
अब दौल[1] होउ सुखी स्वपद रचि, दाव मत चूको यहै ॥

**અન્વયાર્થ**-(યહ) આ (રાગ આગ) રાગરૂપી અગ્નિ (સદા) અનાદિ કાળથી-હંમેશા (દહૈ) જીવને બાળી રહી છે (તાતેં) તેથી (સમામૃત) સમતારૂપી અમૃતનુ (સેઇએ) સેવન કરવુ જોઇએ (વિષય કષાય) વિષય કષાયનુ (ચિર ભજે) અનાદિ કાળથી સેવન કર્યું છે (અબ તો) હવે તો (ત્યાગ) તેનો ત્યાગ કરીને (નિજપદ) આત્મ સ્વરૂપને (બેઇયે) ઓળખવુ જોઇએ-પ્રાપ્ત કરવુ જોઇએ, (પર પદમેં) પર પદાર્થોમા-પર ભાવોમા (કહા) કેમ (રચ્યો) રાચી રહ્યો છો ? (યહૈ) તે (પદ) પદ (તેરે) તારૂ (ન) નથી તુ (દુઃખ) દુઃખ (ક્યો) કેમ (સહ) સહન કરે છે ? (દૌલ) હે દૌલતરામ ! (અબ) હવે (સ્વ-

પદ) તારૂં આત્મપદ–સિદ્ધપદ–તેમાં (રચિ) લાગીને (સુખી) સુખી (હોઉ) થાવ ! (યહે) આ (દાવ) અવસર (મત ચૂકૈ) ગૂમાવો નહિ.

**ભાવાર્થ**:–આ રાગ [મોહ, અજ્ઞાન] રૂપી અગ્નિ અનાદિ કાળથી હંમેશા સંસારી જીવને દુઃખી કરી રહી છે તેથી [આ શાસ્ત્રની રચનાનો મુખ્ય ઉદ્દેશ છે કે] જીવોએ સમતારૂપી અમૃતનું પાન કરવું જોઈએ કે જેથી રાગ–મોહ–અજ્ઞાનનો નાશ થાય; વિષય કષાયોનું સેવન તું ઘણા કાળથી કરી રહ્યો છો, હવે તેનો ત્યાગ કરી આત્મપદ [મોક્ષ] પ્રાપ્ત કરવું જોઈએ. તું દુઃખ શા માટે સહન કરે છે ? તારૂં વાસ્તવિક સ્વરૂપ અનંત દર્શન–જ્ઞાનસ્વરૂપ છે, તેમાં લીન થવું જોઈએ. તેમ કરવાથી જ સાચું સુખ –મોક્ષ મળી શકે છે, તેથી હે દૌલતરામ! હે જીવ! હવે આત્મસ્વરૂપની પ્રાપ્તિ કર ! ઓળખાણ કર ! આ ઉત્તમ શ્રાવકકુળ વગેરેનો સુયોગ વારંવાર મળતો નથી તેથી આ અવસર ગૂમાવ નહિ. સંસારના મોહનો ત્યાગ કરીને મોક્ષ પ્રાપ્તિનો ઉપાય કર !

**ગ્રંથ રચનાનો વખત તથા આધાર**

इक नव वसु इक वर्ष की तीज सुकल वैसाख।
कर्यो तत्त्व उपदेश यह, लखि बुधजन की भाख ॥
लघु-धी तथा प्रमादतैं शब्द अर्थ की भूल।
सुधी सुधार पढ़ो सदा, जो पावौ भव कूल ॥

**ભાવાર્થ**.—મેં—દૌલતરામે પંડિત બુધજન કૃત ‡ છહઢાળાની કથનીનો આધાર લઈને વિક્રમ સંવત × ૧૮૯૧ના વૈશાખ સુદ ૩ [અક્ષય ત્રીજ] ના દિવસે આ છહઢાળા* ગ્રંથની રચના કરી છે મારી અલ્પ બુદ્ધિ તથા પ્રમાદથી તેમાં ક્યાંય શબ્દની કે અર્થની ભૂલ થઈ ગઈ હોય તો બુદ્ધિમાન તેને સુધારીને વાંચે, જેથી કરીને જીવ આ સંસાર સમુદ્ર તરવામાં શક્તિમાન થાય.

---

‡ પંડિત બુધજીને પણ સ્વામિ કાર્તિકેયાનુપ્રેક્ષાના આધારે છહઢાળા બનાવ્યું હશે એમ સ્વા કા. નું અવલોકન કરતા સારી રીતે સમજાય છે

× 'નવ કાગા વામતા ગતિ'

* આ ગ્રંથમાં ૬ પ્રકારના છંદ અથવા પ્રકરણ છે, તથા આ ગ્રંથ કર્મોના આસ્રવને રોકવા માટે ઢાલ (હથિયારના પ્રહારને રોકવાનું સાધન) સમાન છે તેથી તેને 'છહઢાળા' કહેવાય છે

૪ × અનંતાનુબંધી, પ્રત્યાખ્યાનાવરણ, અપ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન એ ૪ × ક્રોધ, માન, માયા અને લોભ એ ૪=૧૭૨૮૦. આ રીતે અચેતન સ્ત્રીના ૭૨૦ અને ચેતનસ્ત્રીના ૧૭૨૮૦ મળી કુલ ૧૮૦૦૦ ભેદ શીલના છે.

**નય**-નિશ્ચય અને વ્યવહાર.

**નિક્ષેપ**-નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ —એ ચાર છે.

**પ્રમાણ**-પ્રત્યક્ષ અને પરોક્ષ.

**બહિરંગતપ**-ઉપવાસ, એકાસણું, ગૃહનિયમ, રસ-પરિત્યાગ, એકાન્તશયનાશયન અને કાયક્લેશ એ છ પ્રકાર છે.



## છઠ્ઠી ઢાળનું લક્ષણ સંગ્રહ

**અંતરંગ તપ**-ઇચ્છાઓનો નિરોધ

**અનુભવ**-સુખનું રસાસ્વાદન-અનુભવ

" વસ્તુ વિચારત ધ્યાવતે, મન પાવે વિશ્રામ;
રસ સ્વાદત સુખ ઉપજે, અનુભવ યાકો નામ."

**આવશ્યક**-મુનિઓએ અવશ્ય કરવાયોગ્ય દૈનિક કર્તવ્ય.

**કાયગુપ્તિ**-કાયાની ક્રિયાઓને (તે તરફના લક્ષને) રોકવું તે.

**ગુપ્તિ**-મન, વચન, કાયાની પ્રવૃત્તિને સારી રીતે એટલે કે આત્મભાન પૂર્વક રોકવી તે.

**તપ**-ઇચ્છાને રોકવી તે; અથવા અનશન વગેરે બાર પ્રકારના તપ છે;

ચારિત્ર, શાશ્વત, બાર ભાવના, મિથ્યાત્વ અને મોક્ષ વગેરે વિષયો ઉપર લેખ લખો.

૯-દિગંબર જૈનમુનિના ભોજન-સમતા-વિહાર નગ્નતાથી હાનિ-લાભ, દિ૦ જૈનમુનિને રાત્રિગમનનો વિધિ અગર નિષેધ, દિ૦ જૈનમુનિને ઘડીઆળ, ચટાઇ (આસનીયું) કે ચશ્મા વગેરે રાખવાનો વિધિ અગર નિષેધ વગેરે બાબતોનો ખુલાસો કરો.

૧૦- અમુક શબ્દ ચરણ અને છંદનો અર્થ અથવા ભાવાર્થ કહો, છઠ્ઠી ઢાળનો સારાંશ બતાવો.



ઇતિ કવિવર પંડિત દૌલતરામ વિરચિત
છ ઢાળાનો ગુજરાતી અનુવાદ

## સમાપ્ત





## છ હ ઢા ળા ની મૂ ળ ગા થા ઓ

### ઢાળ–૧

મ ગ લા ચ ર ણ

તીન ભુવન મે સાર, વીતરાગ વિજ્ઞાનતા,
શિવસ્વરૂપ શિવકાર, નમ કુ ત્રિયોગ સમ્હારિકે

ચોપાઈ છ દ

ગાથા ૧

જે ત્રિભુવન મે જીવ અનન્ત સુખ ચાહે દુખતે ભયવન્ત,
તાતે દુખહારી સુખકાર, કહે સીખ ગુરુકરુણાધાર

ગાથા ૨

તાહિ સુનો ભવિ મન થિર આન, જો ચાહો અપનો કલ્યાન,
મોહ મહામદ પિયો અનાદિ, ભૂલ આપકો ભરમત વાદિ

ગાથા ૩

તાસ ભ્રમનકી હૈ બહુ કથા, પૈ કછુ કહૂ કહી મુનિ યથા,
કાલ અનન્ત નિગોદ મઝાર, વીત્યો એકેન્દ્રી તન ધાર.

ગાથા ૪

એક શ્વાસ મે અઠદશ વાર જન્મ્યો મર્યો ભર્યો દુખભાર,
નિકસિ ભૂમિ જલ પાવક ભયો, પવન પ્રત્યેક વનસ્પતિ થયો

ગાથા ૫

દુર્લભ લહિ જ્યો ચિન્તામણી, ત્યો પર્યાય લહી ત્રસતણી,
લટ પિપીલ અલિ આદિ શરીર, ધાર ધર મર્યો સહી બહુપીર

ગાથા ૬

કબહૂ પંચેન્દ્રિય પશુ ભયો, મન વિન નિપટ અજ્ઞાની થયો,
સિંહાદિક સેની હ્વૈ ક્રૂર, નિબલ પશૂ હતિ ખાયે ભૂર.

ગાથા ૭

કબહૂ આપ ભયો બલહીન, સબલનિ કરિ ખાયો અતિદીન,
છેદન ભેદન ભૂખ પિયાસ, ભાર-વહન હિમ આતપ ત્રાસ

ગાથા ૮

વધ બંધન આદિક દુખ ઘને, કોટિ જીભતૈં જાત ન ભને,
અતિ સંક્લેશ ભાવ તૈં મર્યો, ઘોર શ્વભ્રસાગર મેં પર્યો

ગાથા ૯

તહાં ભૂમિ પરસત દુખ ઇસો, વિચ્છૂ સહસ ડસે નહિં તિસો,
તહાં રાધ-શ્રોણિતવાહિની, કૃમિકુલકલિત દેહદાહિની

ગાથા ૧૦

સેમરતરુ દલજુત અસિપત્ર, અસિ જ્યોં દેહ વિદારૈં તત્ર,
મેરુસમાન લોહ ગલિ જાય, ઐસી શીત ઉષ્ણતા થાય

ગાથા ૧૧

તિલ તિલ કરૈં દેહકે ખંડ, અસુર ભિડાવૈં દુષ્ટ પ્રચંડ,
સિન્ધુનીરતૈં પ્યાસ ન જાય, તો પણ એક ન બૂંદ લહાય

ગાથા ૧૨

તીન લોક કો નાજ જુ ખાય, મિટૈ ન ભૂખ કણા ન લહાય,
યે દુખ બહુ સાગર લૌ સહૈ, કરમ જોગ તૈં નરગતિ લહૈ

ગાથા ૧૩

જનની ઉદરવસ્યો નવમાસ, અ ગ સ કુચતે પાઈ ત્રાસ,
નિકસત જે દુખ પાયે ઘોર, તિનકો કહત ન આવે ઓર

ગાથા ૧૪

બાલપને મે જ્ઞાન ન લહ્યો તરુણસમય તરુણીરત રહ્યો,
અર્ધમૃતક સમ બૂઢાપનો, કૈસે રૂપ લખેં આપનો

ગાથા ૧૫

કભી અકામનિર્જરા કરે, ભવનત્રિક મેં સુરતન ધરૈ,
વિષયચાહ દાવાનલ દહ્યો, મરત વિલાપ કરત દુખ સહ્યો

ગાથા ૧૬

જો વિમાનવાસી હુ થાય, સમ્યગ્દર્શન વિન દુખ પાય,
તહતે ચય થાવર તન ધરૈ, યો પરિવર્તન પૂરે કરૈ

## ઢાળ—૨

ગાથા ૧ (૧૭)

ઐસે મિથ્યાદ્રગજ્ઞાનચર્ણ, વશ ભ્રમત ભરત દુખ જન્મમર્ણ
તાતે ઇનકો તજીયે સુજાન, સુન તિન સંક્ષેપ કહું વખાન

ગાથા ૨ (૧૮)

જીવાદિ પ્રયોજનભૂત તત્ત્વ, સરધૈ તિનમાહિ વિપર્યયત્વ,
ચેતનકો હૈ ઉપયોગ રુપ, બિન મૂરતિ ચિનમૂરતિ અનૂપ

ગાથા ૩ (૧૯)

પુદ્ગલ નભ ધર્મ અધર્મ કાલ, ઇનતેં ન્યારી હૈ જીવ ચાલ,
તાકો ન જાન વિપરીતમાન, કરિ કરૈ દેહમે નિજ પિછાન.

### ગાથા ૪ (૨૦)

મૈં સુખી દુખી મૈં રંક રાવ, મેરે ધન ગૃહ ગોધન પ્રભાવ,
મેરે સુત તિય મૈં સબલ દીન, બેરૂપ સુભગ મૂરખ પ્રવીન.

### ગાથા ૫ (૨૧)

તન ઉપજત અપની ઉપજ જાન તન નશત આપકો નાશમાન
રાગાદિ પ્રગટ યે દુઃખદૈન, તિનહીકોં સેવત ગિનત ચૈન.

### ગાથા ૬ (૨૨)

શુભ અશુભ બંધકે ફલ મંઝાર, રતિ અરતિ કર નિજપદ વિસાર,
આતમહિત હેતુ વિરાગ જ્ઞાન, તે લખૈ આપકૂં કષ્ટદાન.

### ગાથા ૭ (૨૩)

રોકૈ ન ચાહ નિજ શક્તિ ખોય, શિવરૂપ નિરાકુલતા ન જોય
યાહી પ્રતીતિજુત કછુક જ્ઞાન, સો દુખદાયક અજ્ઞાન જાન.

### ગાથા ૮ (૨૪)

ઇનજુત વિષયનિમેં જો પ્રવૃત્ત, તાકૌ જાનો મિથ્યાચરિત્ત,
યૌ મિથ્યાત્વાદિ નિસર્ગ જેહ, અબ જે ગૃહીતસુનિયે સુતેહ.

### ગાથા ૯ (૨૫)

જો કુગુરુ કુદેવ કુધર્મ સેવ, પોપૈ ચિર દર્શનમોહ એવ,
અંતર રાગાદિક ધરૈ જેહ, બાહર ધન અંબરતૈં સનેહ.

### ગાથા ૧૦ (૨૬)

ધારૈ કુલિંગ લહિ મહતભાવ, તે કુગુરુ જન્મજલ ઉપલનાવ
જે રાગદ્વેષમલ કરિ મલીન, વનિતાગદાદિજુત ચિહ્ન ચીન.

### ગાથા ૧૩

જનની ઉદર વસ્યો નવમાસ, અંગ સંકુચતેં પાઈ ત્રાસ,
નિકસત જે દુખ પાયે ઘોર, તિનકો કહત ન આવે ઓર.

### ગાથા ૧૪

બાલપને મેં જ્ઞાન ન લહ્યો તરુણસમય તરુણીરત રહ્યો,
અર્ધમૃતક સમ બૂઢાપનોં, કૈસે રૂપ લખેં આપનો.

### ગાથા ૧૫

કભી અકામનિર્જરા કરૈ, ભવનત્રિક મેં સુરતન ધરૈ,
વિષય ચાહ દાવાનલ દહ્યો, મરત વિલાપ કરત દુખ સહ્યો.

### ગાથા ૧૬

જો વિમાનવાસી હુ થાય, સમ્યગ્દર્શન વિન દુખ પાય,
તંહતે ચય થાવર તન ધરૈ, યોં પરિવર્તન પૂરે કરૈં.

## ઢાળ—૨

### ગાથા ૧ (૧૭)

ઐસે મિથ્યા-દગજ્ઞાનચર્ણ,-વશ ભ્રમત ભરત દુખ જન્મમર્ણ
તાતેં ઇનકો તજીયે સુજાન, સુન તિન સંક્ષેપ કહું વખાન.

### ગાથા ૨ (૧૮)

જીવાદિ પ્રયોજનભૂત તત્ત્વ, સરધૈ તિનમાહિં વિપર્યયત્વ,
ચેતનકો હૈ ઉપયોગ રુપ, બિન મૂરતિ ચિનમૂરતિ અનૂપ.

### ગાથા ૩ (૧૯)

પુદ્ગલ નભ ધર્મ અધર્મ કાલ, ઇનતેં ન્યારી હૈ જીવ ચાલ,
તાકોં ન જાન વિપરીતમાન,-કરિ કરૈ દેહમેં નિજ પિછાન.

### ગાથા ૪ (૨૦)

મૈં સુખી દુખી મૈં રંકરાવ, મેરે ધન ગૃહ ગોધન પ્રભાવ,
મેરે સુત તિય મૈં સબલ દીન, બેરૂપ સુભગ મૂરખ પ્રવીન.

### ગાથા ૫ (૨૧)

તનઉપજત અપની ઉપજ જાન તન નશત આપકો નાશમાન
રાગાદિ પ્રગટ યે દુઃખદૈન, તિનહીકો સેવત ગિનત ચૈન.

### ગાથા ૬ (૨૨)

શુભ અશુભ બંધકે મંઝાર, રતિ અરતિ કર નિજપદ વિસાર,
આતમહિત હેતુ વિરાગ જ્ઞાન, તે લખૈ આપકૂં કષ્ટદાન.

### ગાથા ૭ (૨૩)

રોકૈ ન ચાહ નિજ શક્તિ ખોય, શિવરૂપ નિરાકુલતા ન જોય
યાહી પ્રતીતિજુત કછુકજ્ઞાન, સો દુખદાયક અજ્ઞાન જાન.

### ગાથા ૮ (૨૪)

ઇનજુત વિષયનિમેં જો પ્રવૃત્ત, તાકો જાનો મિથ્યાચરિત્ત,
યોં મિથ્યાત્વાદિ નિસર્ગ જેહ, અબ જે ગૃહીતસુનિયે સુતેહ.

### ગાથા ૯ (૨૫)

જો કુગુરુ કુદેવ કુધર્મ સેવ, પોષૈ ચિર દર્શનમોહ એવ,
અંતર રાગાદિક ધરૈ જેહ, બાહર ધન અંબરતેં સનેહ.

### ગાથા ૧૦ (૨૬)

ધારૈં કુલિંગ લહિ મહતભાવ, તે કુગુરુ જન્મજલઉપલનાવ
જે રાગદ્વેષમલ કરિ મલીન, વનિતાગદાદિજુત ચિહ્ન ચીન.

### ગાથા ૧૧ (૨૭)

તે હૈં કુદેવ તિનકી જુ સેવ, શઠ કરત ન તિન ભવભ્રમણ છેવ,
રાગાદિ ભાવહિંસા સમેત, દર્વિત ત્રસ થાવર મરણ ખેત.

### ગાથા ૧૨ (૨૮)

જે ક્રિયા તિન્હૈં જાનહુ કુધર્મ, તિન સરધૈ જીવ લહૈ અશર્મ,
યાકું ગૃહિતમિથ્યાત્વ જાન, અબ સુન ગૃહીત જો હૈ અજ્ઞાન.

### ગાથા ૧૩ (૨૯)

એકાન્તવાદ-દુષિત સમસ્ત, વિષયાદિક પોષક અપ્રશસ્ત,
કપિલાદિરચિતશ્રુત કો અભ્યાસ, સોહૈ કુબોધ બહુદેન ત્રાસ.

### ગાથા ૧૪ (૩૦)

જો ખ્યાતિ લાભ પુજાદિ ચાહ, ધરિ કરન વિવિધવિધ દેહદાહ
આતમ અનાતમ કે જ્ઞાન હીન, જે જે કરની તન કરન છીન

### ગાથા ૧૫ (૩૧)

તે સબ મિથ્યા ચારિત્ર ત્યાગ, અબ આતમ કે હિત પંથ લાગ
જગજાલ ભ્રમણ કો દેહુ ત્યાગ અબ દૌલત નિજ આતમ સુપાગ.

## ઢાળ—૩

નરેન્દ્ર છન્દ (જોગીરાસા)

### ગાથા ૧ (૩૨)

આતમ કો હિત હૈ સુખ સો સુખ, આકુલતા-વિન કહિયે,
આકુલતા શિવમાહિં ન તાતેં, શિવ-મગ લાગ્યો ચહિયે.
સમ્યક્દર્શન-જ્ઞાન ચરન શિવ,-મગ સો દુવિધ વિચારો,
જો સત્યારથ-રુપ સો નિશ્ચય, કારણ સો વ્યવહારો.

ગાથા ૨ (૩૩)

પરદ્રવ્યનતે ભિન્ન આપમેં, રુચિ સમ્યક્ત્વ ભલા હૈ.
આપ રુપકો જાનપનો સો, સમ્યગ્જ્ઞાન કલા હૈ,
આપ રુપમેં લીન રહે થિર, સમ્યક્‌ચારિત સોઈ,
અબ વ્યવહાર મોક્ષ મગ સુનિયે, હેતુ નિયતકો હોઈ.

ગાથા ૩ (૩૪)

જીવ અજીવ તત્ત્વ અરુ આસ્રવ, બંધ રુ સંવર જાનો,
નિર્જર મોક્ષ કહે જિન તિનકો, જ્યોંકા ત્યોં સરધાનો;
હૈ સોઈ સમકિત વ્યવહારી, અબ ઇન રુપ વખાનો,
તિનકો સુન સામાન્ય વિશેષૈં, દિઢ પ્રતીત ઉર આનો.

ગાથા ૪ (૩૫)

બહિરાતમ અન્તરઆતમ પર,-માતમ જીવ ત્રિધા હૈ,
દેહ જીવકો એક ગિને બહિ-રાતમ તત્ત્વ મુધા હૈ,
ઉત્તમ મધ્યમ જઘન ત્રિવિધકે, અન્તર આતમ જ્ઞાની,
દ્વિવિધ સંગ વિન શુધ ઉપયોગી, મુનિ ઉત્તમ નિજધ્યાની.

ગાથા ૫ (૩૬)

મધ્યમ અન્તર આતમ હૈ જે, દેશવ્રતી અનગારી,
જઘન કહે અવિરત સમદૃષ્ટિ, તીનોં શિવમગચારી,
સકલ નિકલ પરમાતમ દ્વૈ વિધ, તિનમેં ઘાતિ નિવારી,
શ્રી અરિહંત સકલ પરમાતમ, લોકાલોક નિહારી.

ગાથા ૬ (૩૭)

જ્ઞાનશરીરી ત્રિવિધ કર્મ,-મલ વર્જિત સિદ્ધ મહંતા

તે હૈં નિકલ અમલ પરમાતમ, ભોગૈં શર્મ અનંતા;
બહિરાતમતા હેય જાનિ તજિ, અન્તર આતમ હુજૈ,
પરમાતમકો ધ્યાય નિરન્તર, જો નિત આનન્દ પુજૈ.

### ગાથા ૭ (૩૮)

ચેતનતા વિન સો અજીવ હૈ, પંચ ભેદ તાકે હૈં;
પુદ્ગલ, પંચ વરન-રસ, ગંધ-દો ફરસ વસૂ જાકે હૈં;
જિય પુદ્ગલકો ચલન સહાઇ, ધર્મદ્રવ્ય અનરુપી,
તિષ્ઠત હોય અધર્મ સહાઈ, જિન વિનમૂર્તિ નિરુપી.

### ગાથા ૮ (૩૯)

સકલ દ્રવ્યકો વાસ જાસમેં, સો આકાશ પિછાનો,
નિયત વર્તના નિશિદિન સો વ્યવ-હાર કાલ પરિમાનો;
યોં અજીવ અબ આસ્રવ સુનિયે, મન વચ-કાય ત્રિયોગા,
મિથ્યા અવિરત અરૂ કષાય પર-માદ સહિત ઉપયોગા.

### ગાથા ૯ (૪૦)

યે હી આતમકો દુખકારણ, તાતૈં ઇનકો તજિયે,
જીવ પ્રદેશ બંધૈ વિધિસોં સો, બંધન કબહું ન સજીયે;
શમ દમતૈં જો કર્મ ન આવૈં, સો સંવર આદરિયે,
તપબલતૈં વિધિ ઝરન નિરજરા, તાહિ સદા આચરિયે.

### ગાથા ૧૦ (૪૧)

સકલકર્મતૈં રહિત અવસ્થા, સો શિવ થિર સુખકારી,
ઇહિ વિધિ જો સરધા તત્ત્વનકી, સો સમકિત વ્યવહારી;

દેવ જિનેન્દ્ર ગુરુ પરિગ્રહ વિન, ધર્મ દયાજુત સારો,
યેહુ માન સમકિતકો કારણ, અષ્ટ અંગ-જુત ધારો.

### ગાથા ૧૧ (૪૨)

વસુ મદ ટારિ નિવારિ ત્રિશઠતા, પટ અનાયતન ત્યાગો,
શંકાદિક વસુ દોષ વિના, સંવેગાદિક ચિત પાગો;
અષ્ટ અંગ અરુ દોષ પચીસોં, તિન સંક્ષેપૈ કહિયે,
વિન જાનેતૈં દોષ ગુનનકો, કૈસે તજિયે ગહિયે.

### ગાથા ૧૨ (૪૩)

જિન-વચમેં શંકા ન ધાર, વૃષ, ભવ સુખ વાંછ [illegible]
મુનિ તન મલિન ન દેખ ઘિનાવે, તત્ત્વકુતત્ત્વ [illegible]
નિજગુણ અરુ પર ઔગુણ ઢાંકે, વા નિજધર્મ [illegible]
કામાદિકકર વૃષતૈં ચિગતે, નિજ પરકો સુ [illegible]

### ગાથા ૧૩ (૪૪)

ધર્મીસોં ગૌ બચ્છ પ્રીતિ-સમ, કરિ, જિનધર્મ [illegible]
ઇન ગુણતૈં વિપરીત દોષ વસુ, તિનકો [illegible]
પિતા ભૂપ વા માતુલ નૃપ જો, હોય, ન [illegible]
મદ ન રુપકો મદ ન જ્ઞાનકો, ધન બલકો મદ [illegible]

### ગાથા ૧૪ (૪૫)

તપકો મદ ન મદ જુ પ્રભુતાકો, [illegible]
મદ ધારૈ તૌ યહી દોષ વસુ, સમકિતકો મલ [illegible]
કુગુરુ કુદેવ-કુવૃષ સેવકકી, નહિં [illegible]
જિનમુનિ જિનશ્રુત બિન કુગુરાદિક, [illegible]

ગાથા ૧૫ (૪૬)

દોષરહિત ગુણસહિત સુધી જે, સમ્યકદરશ સજૈ હૈં,
ચરિતમોહવશ લેશ ન સંજમ, પૈ સુરનાથ જજે હૈં
ગેહી, પૈ ગૃહમેં ન રચૈ જ્યોં, જલતેં ભિન્ન કમલ હૈં,
નગરનારિકો પ્યાર યથા કા, દે મેં હેમ અમલ હૈ

ગાથા ૧૬ (૪૭)

પ્રથમ નરક વિન ષટ ભૂ જ્યોતિષ, વાન ભવન ષ ડ નારી,
થાવર વિકલત્રય પશુમેં નહિ, ઉપજત સમ્યકધારી
તીનલોક તિહુ કાલમાંહિ નહિ, દર્શન સો સુખકારી,
સકલ ધરમકો મૂલ યહી ઇસ,-વિન કરની દુખકારી

ગાથા ૧૭ (૪૮)

મોક્ષમહલકી પરથમ સીઢી, યા વિન જ્ઞાન ચરિત્રા,
સમ્યકતા ન લહૈ, સો દર્શન, ધારો ભવ્ય પવિત્રા
'દૌલ' સમઝ સુન ચેત સયાને, કાલ વૃથા મત ખોવૈ,
યહ નરભવ ફિર મિલન કઠિન હૈ, જો સમ્યક નહિ હોવૈ

## ઢાળ—૪

સમ્યકશ્રદ્ધા ધારિ પુનિ, સેવહુ સમ્યગ્જ્ઞાન,
સ્વપર અર્થ બહુ ધર્મજુત, જો પ્રગટાવન ભાન

( રોલા છંદ )

ગાથા ૧ (૪૯)

સમ્યક સાથૈ જ્ઞાન હોય, પૈ ભિન્ન અરાધો,
લક્ષણ શ્રદ્ધા જાન, દુહુમેં ભેદ અબાધો.

સમ્યક કારણ જાન, જ્ઞાન કારજ હૈ સોઈ,
યુગપત હોતે હૂ, પ્રકાશ દીપકતે હોઈ.

ગાથા ૨ (૫૦)

તાસ ભેદ દો હૈ પરોક્ષ પરતછિ તિન માહીં,
મતિ શ્રુત દોય પરોક્ષ અક્ષ મનતૈં ઉપજાહી.
અવધિજ્ઞાન મનપર્જય દો હૈ દેશ-પ્રતચ્છા,
દ્રવ્યક્ષેત્ર પરિમાણ લિયે જાનૈ જિય સ્વચ્છા.

ગાથા ૩ (૫૧)

સકલ દ્રવ્ય કે ગુન અનંત, પરજાય અનંતા,
જાનૈ એકૈ કાલ, પ્રગટ કેવલિ ભગવન્તા.
જ્ઞાન સમાન ન આન જગત મેં સુખ કો કારન,
ઇહિ પરમામૃત જન્મજરામૃતુ-રોગ-નિવારન.

ગાથા ૪ (૫૨)

કોટિજન્મ તપ તપૈ, જ્ઞાન વિન કર્મ ઝરૈ જે,
જ્ઞાની કે છિનમાહિં, ત્રિગુપ્તિ તૈં સહજ ટરૈ તે.
મુનિવ્રત ધાર અનંત વાર ગ્રીવક ઉપજાયૌ,
પૈ નિજ આતમજ્ઞાન વિના, સુખ લેશ ન પાયૌ.

ગાથા ૫ (૫૩)

તાતૈં જિનવર કથિત તત્ત્વ અભ્યાસ કરીજે,
સંશય વિભ્રમ મોહ ત્યાગ, આપો લખ લીજે.
યહ માનુપ પર્યાય, સુકુલ, સુનિવો જિનવાની,
ઇહ વિધ ગયે ન મિલે, સુમણિ જ્યોં ઉદધિ સમાની.

### ગાથા ૬ (૫૪)

ધન સમાજ ગજ બાજ, રાજ તો કાજ ન આવૈ
જ્ઞાન આપકો રુપ ભયે, ફિર અચલ રહાવૈ
તાસ જ્ઞાનકો કારન, સ્વપર વિવેક વખાનૌ,
કોટિ ઉપાય વનાય ભવ્ય તાકો ઉર આનૌ

### ગાથા ૭ (૫૫)

જે પૂરવ શિવ ગયે, જાહિ, અરુ આગે જૈ હૈ,
સો સબ મહિમા જ્ઞાનતની, મુનિનાથ કહૈ હૈ.
વિષય-ચાહ દવ-દાહ, જગત-જન અરનિ દઝાવૈ,
તાસ ઉપાય ન આન, જ્ઞાન ઘનઘાન બુઝાવૈ.

### ગાથા ૮ (૫૬)

પુણ્ય પાપ-ફલમાહિ, હરખ વિલખૌ મત ભાઈ,
યહ પુદ્ગલ પરજાય ઉપજિ વિનસૈ ફિર થાઈ
લાખ બાત કી બાત રહૈ નિશ્ચય ઉર લાઓ
તોરી સકલ જગ-દદ-ફંદ, નિત આતમ ધ્યાઓ.

### ગાથા ૯ (૫૭)

સમ્યગ્જ્ઞાની હોય, બહુરિ દિઢ ચારિત લીજૈ,
એકદેશ અરુ સકલદેશ, તસુ ભેદ કહીજૈ
ત્રસહિંસા કો ત્યાગ, વૃથા થાવર ન સઘારૈ,
પર વધ-કાર કઠોર નિંદ્ય, નહિ વચન ઉચારૈ

### ગાથા ૧૦ (૫૮)

જલ મૃતિકા વિન ઔર નાહિ કછુ ગહૈ અદત્તા,
નિજવનિતા વિન સકલ નારિસો રહૈ વિરત્તા

અપની શક્તિ વિચાર, પરિગ્રહ થોરો રાખૈ,
દશ દિશ ગમન પ્રમાણ ઠાન, તસુ સીમ ન નાખૈ.

ગાથા ૧૧ (૫૯)

તાહૂમેં ફિર ગ્રામ ગલી ગૃહ બાગ બજારા
ગમનાગમન પ્રમાણ ઠાન અન સકલ નિવારા.
કાહૂકી ધન હાનિ, કિસી જય હાર ન ચિંતૈં,
દેય ન સો ઉપદેશ, હોય અઘ વનજ કૃષીતૈં.

ગાથા ૧૨ (૬૦)

કર પ્રમાદ જલ ભૂમિ, વૃક્ષ પાવક ન વિરાધૈ,
અસિ ધનુ હલ હિંસોપકરણ નહિં દે યશ લાધૈ.
રાગ-દ્વેષ-કરતાર, કથા કબહૂં ન સુનીજૈ,
ઔરહુ અનરથ દંડ, હેતુ અઘ તિન્હૈં ન કીજૈ.

ગાથા ૧૩ (૬૧)

ધર ઉર સમતાભાવ, સદા સામાયિક કરિયે,
પરવ ચતુષ્ટયમાંહિં, પાપ તજ પ્રોષધ ધરિયે.
ભોગ ઔર ઉપભોગ, નિયમકરિ મમત્ત નિવારૈ,
મુનિકો ભોજન દેય ફેર નિજ કરહિ અહારૈ.

ગાથા ૧૪ (૬૨)

બારહ વ્રત કે અતીચાર, પન પન ન લગાવૈ,
મરણ સમૈ સન્યાસ ધારિ, તસુ દોષ નશાવૈ.
યોં શ્રાવક વ્રત પાલ સ્વર્ગ સોલમ ઉપજાવૈ,
તહંતૈં ચય નરજન્મ પાય, મુનિ હ્વૈ શિવ જાવૈ.

## ઢાળ—૫

( ચાલ છંદ )

ગાથા ૧ (૬૩)

મુનિ સકલવ્રતી બડભાગી, ભવ ભોગનતે વૈરાગી,
વૈરાગ્ય ઉપાવન માઇ, ચિંતે અનુપ્રેક્ષા ભાઇ

ગાથા ૨ (૬૪)

ઇન ચિન્તત સમસુખ જાગૈ, જિમિ જ્વલન પવનકે લાગૈ,
જબ હી જિય આતમ જાનૈ, તબ હી જિય શિવસુખ ઠાનૈ

ગાથા ૩ (૬૫)

જોબન ગૃહ ગો ધન નારી, હય ગય જન આજ્ઞાકારી,
ઇન્દ્રીય-ભોગ છિન થાઇ, સુરધનુ ચપલા ચપલાઇ.

ગાથા ૪ (૬૬)

સુર અસુર ખગાધિપ જેતે, મૃગ જ્યૌ હરિ કાલ દલે તે,
મણિ મંત્ર તંત્ર બહુ હોઇ, મરતે ન બચાવે કોઈ

ગાથા ૫ (૬૭)

ચહુ ગતિ દુખ જીવ ભરે હૈ, પરિવર્તન પંચ કરે હૈ,
સબ વિધિ સંસાર અસારા, યામેં સુખ નાહિ લગારા

ગાથા ૬ (૬૮)

શુભ અશુભ કરમ ફલ જેતે, ભોગૈ જિય એકહિ તેતે,
સુત દારા હોય ન સીરી, સબ સ્વારથકે હૈ ભીરી.

ગાથા ૭ (૬૯)

જલ પય જ્યોં જિય તન મેલા, પૈ ભિન્ન ભિન્ન નહિ ભેલા,
તો પ્રગટ જુદે ધન ધામા, ક્યોં હ્વૈ ઇક મિલ સુત રામા

ગાથા ૮ (૭૦)

પલ રુધિર રાધ મલ થૈલી, કીકસ વસાદિતૈં મૈલી,
નવ દ્વાર વહૈ ઘિનકારી, અસ દેહ કરે કિમિ યારી

ગાથા ૯ (૭૧)

જો યોગનકી ચપલાઈ, તાતૈં હ્વૈ આસ્રવ ભાઈ;
આસ્રવ દુખકાર ઘનેરે, બુધિવન્ત તિન્હેં નિરવેરે

ગાથા ૧૦ (૭૨)

જિન પુણ્ય પાપ નહિ કીના, આતમ અનુભવ ચિત દીના,
તિનહી વિધિ આવત રોકે, સંવર લહિ સુખ અવલોકે.

ગાથા ૧૧ (૭૩)

નિજ કાલ પાય વિધિ ઝરના, તાસોં નિજકાજ ન સરના,
તપ કરિ જો કર્મ ખિપાવૈ, સોઈ શિવસુખ દરસાવૈ

ગાથા ૧૨ (૭૪)

કિનહૂ ન કરૌ ન ધરૈ કો, ષટદ્રવ્યમયી ન હરૈ કો,
સો લોકમાહિં બિન સમતા, દુખ સહૈ જીવ નિત ભ્રમતા

ગાથા ૧૩ (૭૫)

અન્તિમ ગ્રીવકલૌં કી હદ, પાયો અનન્ત વિરિયાં પદ,
પર સમ્યગ્જ્ઞાન ન લાધૌ, દુર્લભ નિજમેં મુનિ સાધૌ.

ગાથા ૧૪ (૭૬)

જો ભાવ મોહતૈં ન્યારે, દગજ્ઞાનવ્રતાદિક સારે,
સો ધર્મ જબૈ જિય ધારે, તબ હી સુખ અચલ નિહારે.

ગાથા ૧૫ (૭૭)

સો ધર્મ મુનિનકરિ ધરિયે, તિનકી કરતૂતિ ઉચરિયે,
તાકૌ સુનિયે ભવિ પ્રાની, અપની અનુભૂતિ પિછાની

## ઢાળ—૬

( હરીગીતા છંદ )

ગાથા ૧ (૭૮)

ષટ્કાય જીવ ન હનનતૈં, સબ વિધિ દરવહિંસા ટરી,
રાગાદિ ભાવ નિવારતૈં, હિંસા ન ભાવિત અવતરી
જિનકે ન લેશ મૃષા ન જલ, મૃણ હૂ વિના દીયૌ ગહૈં,
અઠદશસહસ વિધશીલ ધર, ચિદ્બ્રહ્મમેં નિત રમિ રહૈં

ગાથા ૨ (૭૯)

અંતર ચતુર્દશ ભેદ બાહર, સંગ દસધા તે ટરૈં,
પરમાદ તજિ ચૌકર મહી લખિ, સમિતિ ઈર્યાતૈં ચરૈં
જગ સુહિતકર સબ અહિતહર શ્રુતિ, સુખદ સબ સંશય હરૈં
ભ્રમરોગ હર જિનકે વચન મુખ, ચન્દ્રતૈં અમૃત ઝરૈં.

ગાથા ૩ (૮૦)

છયાલીસ દોષ વિના સુકુલ, શ્રાવકતનેં ઘર અશન કો,
લૈં, તપ બઢાવન હેતુ, નહીં તન–પોષતે તજિ રસનકો.

શુચિ જ્ઞાન સંજમ ઉપકરણ, લખિકૈં ગહૈં લખિકૈં ધરૈ,
નિર્જંતુ થાન-વિલોક તન-,મલમૂત્ર શ્લેષ્મ પરિહરૈં.

ગાથા ૪ (૮૧)

સમ્યક્ પ્રકાર નિરોધ મનવચ, કાયઆતમ ધ્યાવતે,
તિન સુથિરમુદ્રા દેખિ મૃગગણ, ઉપલ ખાજ ખુજાવતે.
રસ રૂપ ગંધ તથા ફરસ અરુ શબ્દ શુભ અસુહાવને,
તિન મેં ન રાગ વિરોધ પંચેન્દ્રિય જયન પદ પાવને

ગાથા ૫ (૮૨)

સમતા સમ્હારૈં થુતિ ઉચારૈં, વંદના જિનદેવકો,
નિત કરૈં શ્રુતિરતિ, કરૈં પ્રતિક્રમ, તજૈં તન અહમેવ કો,
જિનકે ન ન્હૌન ન દંતધોવન, લેશ અંબર આવરન,
ભૂમાહિં પિછલી રયનિ મેં કછુ, શયન એકાસન કરન.

ગાથા ૬ (૮૩)

ઇક વાર દિન મેં લૈં અહાર, ખડે અલપ નિજ પાનમેં,
કચલોચ કરત ન ડરત પરિષહ,-સોં લગે નિજ ધ્યાન મેં.
અરિ મિત્ર મહલ મસાન કંચન, કાચ, નિંદન થુતિકરન
અર્ઘાવતારન અસિ-પ્રહારન,-મેં સદા સમતા ધરન.

ગાથા ૭ (૮૪)

તપ તપૈ દ્વાદશ ધરૈ વૃષ દશ, રતનત્રય સેવૈ સદા,
મુનિ સાથ મેં વા એકવિચરૈં, ચહૈં નહિં ભવસુખ કદા;
યોં હૈ સકલ સંયમચરિત, સુનિયે સ્વરૂપાચરન અબ,
જિસ હોત પ્રગટૈ આપની નિધિ, મિટૈ પરકી પ્રવૃત્તિ સબ.

ગાથા ૮ (૮૫)

જિન પરમ પૈની સુબુધિ છૈની ડારિ અંતર ભેદિયા,
વરણાદિ અરુ રાગાદિતૈં નિજ ભાવકો ન્યારા કિયા.
નિજમાંહિ નિજકે હેતુ નિજકર, આપકો આપૈ ગહ્યો,
ગુણ ગુણી જ્ઞાતા જ્ઞાન જ્ઞેય મઝાર કછુ ભેદ ન રહ્યો

ગાથા ૯ (૮૬)

જહં ધ્યાન ધ્યાતા ધ્યેયકો ન વિકલ્પ વચ ભેદ ન જહાં,
ચિદ્ભાવ કર્મ ચિદેશ કરતા, ચેતના કિરિયા તહાં
તીનોં અભિન્ન અખિન્ન શુધ ઉપ-યોગકી નિશ્ચલ દસા,
પ્રગટી જહાં દૃગ જ્ઞાન વ્રત યે, તીન-ધા એકૈ લસા

ગાથા ૧૦ (૮૭)

પરમાણ નય નિક્ષેપકો ન ઉદ્યોત, અનુભવમેં દિખૈ,
દૃગ જ્ઞાન સુખ બલમય સદા, નહિં આન ભાવ જુ મો વિખૈ
મૈં સાધ્ય સાધક મૈં અબાધક, કર્મ અરુ તસુ ફલનિતૈં,
ચિતપિંડ ચંડ અખંડ સુગુણ કરંડ ચ્યુત પુનિ કલનિતૈં

ગાથા ૧૧ (૮૮)

યોં ચિન્ત્ય નિજમેં થિર ભયે તિન અકથ જો આનંદ લહ્યો,
સો ઇન્દ્ર નાગ નરેન્દ્ર વા, અહમિન્દ્રકે નાહીં કહ્યો
તબહી શુક્લધ્યાનાગ્નિ કરિ, ચઉ ઘાતિ વિધિ કાનન દહ્યો,
સબ લખ્યો કેવલજ્ઞાનકરિ, ભવિલોકકો શિવમગ કહ્યો.

ગાથા ૧૨ (૮૯)

પુનિ ઘાતિ શેષ અઘાતિવિધિ, છિનમાંહિ અષ્ટમ ભૂ વસૈ,
વસુ કર્મ વિનશૈ સુગુણ વસુ, સમ્યક્ત્વ આદિક સબ લસૈ.

સંસાર ખાર અપાર પારાવાર તરિ તીરહિં ગયે,
અવિકાર અકલ અરૂપ શુચિ ચિદ્રૂપ અવિનાશી ભયે

### ગાથા ૧૩ (૯૦)

નિજમાહિં લોક અલોક ગુણ, પરજાય પ્રતિબિમ્બિત થયે,
રહિ હૈં અનન્તાનન્ત કાલ, યથા તથા શિવ પરણયે
ધનિ ધન્ય હૈ જે જીવ નરભવ, પાય યહ કારજ કિયા,
તિનહી અનાદિ ભ્રમણ પંચ પ્રકાર, તજિ વર સુખ લિયા

### ગાથા ૧૪ (૯૧)

મુખ્યોપચાર દુભેદ યોં, બડભાગિ રત્નત્રય ધરૈં,
અરુ ધરેંગે તે શિવ લહેં, તિન સુયશ-જલ જગમલ હરૈં
ઇમિ જાનિ આલસ હાનિ સાહસ ઠાનિ યહ સિખ આદરૌ,
જબલૌં ન રોગ જરા ગહે તબ, લૌં ઝટિતિ નિજહિત કરૌ.

### ગાથા ૧૫ (૯૨)

યહ રાગ આગ દહે સદા, તાત્તેં સમામૃત સેઈયે,
ચિર ભજે વિષય કષાય અબ તો, ત્યાગ નિજપદ બેઈયે
કહા રચ્યો પર પદમેં ન તેરો, પદ યહૈ ક્યોં દુખ સહૈ,
અબ દૌલ! હોઉ સુખી સ્વપદ રચિ, દાવ મત ચૂકો યહૈ

ઇક નવ વસુ ઇક વર્ષકી, તીજ શુક્લ વૈસાખ,
કર્યો તત્ત્વ ઉપદેશ યહ, લખિ બુધજનની ભાખ.
લઘુ-ધી તથા પ્રમાદતૈં, શબ્દ અર્થકી ભૂલ,
સુધી સુધાર પઢો સદા, જો પાવો ભવકૂલ

સ્વાધ્યાય એ મહા

તપ છે

અને એ માટે સત્શાસ્ત્ર
જરૂરી છે

શ્રી સમયસાર-પ્રવચનો ૧
શ્રી મોક્ષમાર્ગ પ્રકાશક
શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્ર પર પ્રવચનો
શ્રી સત્તા સ્વરૂપ
શ્રી જૈન સિદ્ધાંત પ્રવેશિકા
શ્રી દ્રવ્ય સંગ્રહ
શ્રી અપૂર્વ અવસર પર પ્રવચનો
શ્રી સર્વ સામાન્ય પ્રતિક્રમણ
શ્રી આત્મધર્મની ફાઈલ
શ્રી આત્મલક્ષ્મી
શ્રી અનુભવ પ્રકાશ
શ્રી બાર ભાવના
શ્રી સમયસાર (હરિગીત)
શ્રી સમયસાર (ગુટકો)
શ્રી મોક્ષની ક્રિયા

દરેકનું ટપાલ ખર્ચ જુદું

---

પ્રાપ્તિ સ્થાન

શ્રી [illegible]વાધ્યાય
સુવ[illegible]

★